# બાળવિધવા રૂપસુંદરી.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

નગીનદાશ મંછારામ દેશીમિત્રવાળો.



સને ૧૮૮૫. સંવત ૧૯૪૧.

કિમ્મત ૭ આના.

૨૫૯૨

# બાળવિધવા રૂપસુંદરી.

નાટક ત્રિઅંકી.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

નગીનદાશ મંછારામ દેશીમિત્રવાળા.

સુરત મધ્યે

કિલ્લાની સામે અબદુલ્લા બેગવાળી હવે-
લીમાં વિક્ટોર્યા પ્રેશમાં મંછારામ
ઘેલાભાઇએ છાપ્યો.

સને ૧૮૮૫. સંવત ૧૯૪૧.

# અર્પણ પત્રિકા.

મારા સર્વ કૃપાળુ મુરબ્બીજી-
ઓ, જેઓ મારા ઉપર પરમ
કૃપા રાખે છે તેઓને તથા મારા
સર્વ હેતસ્વીઓ, જેઓ મારી સા-
થે બંધુભાવે વર્ત્તે છે, તેઓને આ
મારો લઘુ ગ્રંથ હું આદરમાન
સહિત નિવેદન કરૂ છું.

સેવક—

નગીનદાશ મંછારામ,
દેશીમિત્રવાળા.

# નાટક પાત્ર.

૧ **સૂત્રધાર.**

૨ **વિદૂષક.**

૩ **ધરમદાસ**—રૂપસુંદરીનો પિતા.

૪ **ગંગા**—ધરમદાસની સ્ત્રી.

૫ **રૂપસુંદરી**—ધરમદાસની પુત્રી.

૬ **લલવો**—ચાકર.

૭ **રત્નસેન**—રત્નપૂરનો રાજા.

૮ **પરમાનંદ**—રૂપસુંદરીનો સસરો.

૯ **ઈચ્છા**—રૂપસુંદરીની સાસુ.

૧૦ **જડાવ**—રૂપસુંદરીની નાણંદ.

૧૧ **હીરાલાલ**—રત્નપૂરનો ફોજદાર.

૧૨ **સુંદરસેન**—સુંદરપૂરનો રાજા.

૧૩ **પ્રેમીદાસ**—સુંદરસેનનો વજીર.

૧૪ **ચંદ્રસેન**—સુંદરસેનનો કુંવર.

૧૫ **સીપાઇ**, શેઠીયા, રસોઇઆ, ટપાલવાળો, કામદારો વગેરે.

# બાળવિધવા રૂપસુંદરી.

## નાટક.

### પ્રસ્તાવના.

**સૂત્રધાર**—(પ્રવેશ કરીને) અહો ! આજની રળિયામણી રજનિ વિષે મારો મનોહર નાટક આ વિધ વિધ જ્ઞાતિના સદ્‌ગ્રહસ્થોની સુશોભિત સભાની સન્મુખ ભજવી બતાવતાં મને અતિશય આનંદ પ્રાપ્ત થશે ! આજકાલ બાળવિધવાઓનાં અસહ્ય દુઃખથી મને એવી ઇચ્છા પ્રાપ્ત થઇ કે એ વિષયપર આજે આ સભાસદો આગળ મારો નાટક ભજી બતાવું કે જેથી ઊંચ જ્ઞાતિના આર્ય જનોના મનપર મનમાનતી અસર થાય અને અનાથ બાળવિધવાઓના માહા સંકટનો નાશ કરવાને એમને હીમત આવે. પણ એ કામમાં મારે કેટલાક મદદગારોની ઘણી જરૂર છે, માટેઃ—

**વિદૂષક**—(પ્રવેશ કરીને) જરૂર છે તો લો આપણ આવ્યા.

**સૂત્રધાર**—(અચંબો પામીને) અલ્યા તું કોણ છે ?!

**વિદૂષક**—(ગુસ્સામાં) મારા દીકરાનો બાપ છું.

**સૂત્રધાર**—અરે ભલા માણસ જરા માણસની રીતે તો બોલ.

**વિદૂષક**—(ગુસ્સામાં) માણસની રીતે નથી બોલતો તો કેમ બોલુ છું ? ચાલ જવાબ દે.

**સૂત્રધાર**—(મનમાં) આ તો કોઇ લડાક પુરૂષ માલમ પડે છે ! પણ હશે, મારે કાંઈ તેની પંચાત નથી. મારે જે કાર્ય સિદ્ધ કરવાનું છે તેની વાત કરૂં કે થયું. પછી ગમેતેવો એ હોચ. (વિદૂષકને) મારા મેહેરબાન માફ કર મને, હવેથી એવું વચન તને નહીં કહું ,હું તારાથી હાર્યો.

**વિદૂષક**—હારે નહીં તો કયાં જાએ ? ગમે તેટલો પણ હું તે હુંજ છું.

**સૂત્રધાર**—(મનમાં) ખચિત આ કોઇ કુલણજી ને માની પુરૂષ જણાય છે, માટે હું એની સાથે નમીને વાત કરીશ તો ઠીક પડશે. (વિદૂષકને) મારા હેતસ્વિ મિત્ર, હું તારી પાસે માફ નહીં માગીશ તો પછી તારા કરતા અધિક કીર્તિવાળો પુરૂષ મને બીજો કોણ મળશે ? ખચિત કોઇજ નહીં. હું જાણુ છું કે તું કોઇ માહાન પુરૂષ છે ને તારી કીર્ત્તિ આ ચોખુંડ

પૃથ્વિની ઉપર મેઘરાજાની ગર્જનાની માફક ગગડાટ કરતી ગાજી રહી છે તથા તારા પ્રફુલિત મુખાર્વિંદના દરશન કરી સર્વ કોઇ દંગ થઇ જાય છે. મેં તારૂં નામ આજ ઘણા દીવસ થયાં દૂરથી સાંભળ્યું છે ને હવે મને તારા પવિત્ર મુખાર્વિંદના દરશન થયાં છે તેથી મને તારા ગુણની પુરેપુરી ખાત્રી થઇ ચુકી છે ને મારા મનમાં મેં નક્કિ પણ કીધું છે કે તું કોઇ વિરલો પુરૂષજ છે. તું બુદ્ધિનો ભંડાર છે, શૌર્યનો સાગર છે, સારદામાતા તારાપર પ્રસંન છે અને એ આદી અથાક સદગુણો તારામાં સમાયલા છે.

**વિદૂષક**—(જોસ્સામાં) અલબત, અલબત, અલબત, એમાં કાંઇ શક થોડોજ છે ?

**સૂત્રધાર**—તારૂં કેહેવું બરાબર છે ને તે હું માન્ય કરૂં છું. પણ પ્રિય બંધુ, તું મારી એક વિનતી સુણી મારી ઉપર મેહેરબાની કરે તો હું તારો મોટો ઉપકાર માનીશ.

**વિદૂષક**—પેહેલો કેહેશો કહાવશો કે એમને એમજ મેહેરબાની લઇ લેવી છે ?

**સૂત્રધાર**—જો ત્યારે સાંભળ, આજે મારે પેલો **“બાળવિધવા રૂપસુંદરી”** નામનો નાટક આ સુજ્ઞજનોને ભજી બતાવવો છે, માટે જો તું તે કામમાં મને સ્નેહપૂર્વક મ-

દદ કરે તો મારૂં કાર્ય સિદ્ધ થાય. કારણ કે તારા જેવા ચંચળ-પુરૂષની તે કામમાં જરૂર છે.

**વિદૂષક**—એમ કે ? જા ત્યારે તો હું તને જોઇએ તેટલી મદદ કરીશ. પણ જો તું મને લાડુ જમવાનું કેહેશે તે, ૧૦થી વધારે મારાથી ખવાવાના નથી !

**સૂત્રધાર**—લાડુની વાત તો છેજ, પણ તે પાછળથ થશે. હાલ તો મને મારો નાટક મનોરંજન કરવામાં તારી મદદની જરૂર છે.

**વિદૂષક**—એમ છે તો ચાલો બોલો, હાંકો તમારૂં ગાડું, આપણે જેમ કેહેશો તેમ કરવાને તૈયાર છીએ. (મુછપર હાથ ફેરવે છે)

**સૂત્રધાર**—બસ બસ, મારે એટલુંજ કામ છે. તેં મને મદદ આપવાની હા પાડી તેથી હું હીમતવાન થઈ ગયો છું ને મને સર્વાંગે અત્યંત ખુશી વ્યાપી રહી છે. એને માટે હું તારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. વારૂં ભાઇ હવે હું રજા લઉં છું. (જવા માંડે છે એટલે વિદૂષક હાથ પકડીને કહે છે.)

**વિદૂષક**—અરે ઉભો તો રહે, આટલી બધી ઉતાવળ કોને માટે કરે છે ?

**સૂત્રધાર**—હું તારી પાસે બેસતે તો ખરો, પરંતુ આ

જે મારે એક યજમાનને ઘેર ભોજન કરવા જવું છે ને તેનો સમય થવા આવ્યો છે, માટે:—

**વિદૂષક**—(હસીને) હરામનું ખાઇ ખાઈને આવો ભીમ જેવો તો થયો છે, ને હજી તો ભાઇને બીજું અડાવવા જવું છે !

**સૂત્રધાર**—ભાઇ, મારી મરજી તો ખાવા જવાની નથી, પણ જો હું ન જાઉં તો બધાં કેહેશે કે આ તો સુધારાવાળો થઇ ગયો ! માટે હું તો ન છુટકે જાઉં છું

**વિદૂષક**—ભોગ તારા કરમના ત્યારે, તેમાં હું શું કરૂં મારૂં કે માંદો પાડું ? એવું ના ના કેહેતા જવું ને હરામનું ખાતા જવાનું તો મનેએ ગમે છે ને મારા કીકાના બાપને પણ ગમે છે.

**સૂત્રધાર**—(હસીને) અલ્યા તારા કીકાનો બાપ ને તારામાં કેટલો તફાવત છે ?

**વિદૂષક**—લેએએ મારા ભાઇ, હજી એટલું પણ જાણતો નથી ?! હું એટલે આપણે પોતે ને મારા કીકાનો બાપ તે મારી અલીનો એકનોએક માટી.

**સૂત્રધાર**—હા ભાઈ એ તો સમજ્યો, પણ મને વળી બીજો સંદેહ ઉત્પન થયો છે.

**વિદૂષક**—ભશીમંરની ત્યારે, ના કઇ રાંડ કહે છે ?

**સૂત્રધાર**—બોલ ત્યારે કે તારી અલીનો માટી તે વળી કયો ?!

**વિદૂષક**—જો તું ધ્યાન દઇને સાંભળ હું તને આ છેડાથી તે પેલા છેડા સુધી બધુંએ કહી દઉં છું—મારી અલીનો માટી તે મારા કીકાનો બાપો, મારા કીકાનો બાપો તે હું વિદૂષક ને વિદૂષક તે આ હુ મોટો હાઉકાકા જેવો ઉભો છઉં તે. (સૂત્રધારનો કાન પકડીને) હવે બરાબર સમજ્યો કેની ?

**સૂત્રધાર**—(હસીને) હા હવે મને બરાબર સમજ પડી; ચાલ હવે હું તો રજા લઉં છું. (જાયછે.)

**વિદૂષક**—તમને બોલાવવાએ કોણ આવ્યું હતું કે તમે આવજો. (મનમાં) આપણે પણ બામણાને ખુબ દબરાવી નાંખ્યો ! તે લાડુભટ તો બાપડો મારો રોપ જોઇનેજ બીહી ગયો, ને મેં પણ તેની સાથે ખાસી તાલમેલ ને દમામથીજ વાત કરી ! (મુછો મરડીને) ગમે એટલો પણ હું વિદૂષક, વિદૂષક ને વિદૂષક !!! બંદાને મારી હઠાવે એવો તે બીજો કોણ છે તે તો જોઉં ! ચાલો આપણે પણ જઇએ; નહીં તો વળી મારી અલી તો કેહેશે કે બળ્યું, તમને તો આખો દાહાડો બાહાર ને બાહારજ ભટકવાનું મન થાય છે, ત્યારે આપણે શું જવાબ દઇશું ?

માટે લાવ એક ગાયન ગાઇને જાઉં. (ગાય છે)

## લાવણી.

આંખો જો તેરી એશીરે કાતિલ, જીદર નીધા ફીર જાતી હે.

એ રાગ.

જુઓ જુઓ હું જબરો કેવો, કેવો ચાલુ છું ઝટ ઝટ;
જોડાં પેહેર્યા શુદ્ધ વિલાતી, બોલે છે તે પટ પટ પટ ! ૧.
ખુબસુરત છગીં કેત્તો ખાસો, ચેહેરો કેવો રળીયામણો;
એક અલીનો માટી છું હું, એકજ બાપ છું કીકા તણો ! ૨.
માહા બળવંતો માહા પ્રતાપિ, વિદૂષક છે મારૂં નામ !;
દબરાવી નાખું સહુ કોઇને, કેવી ખાસી ભીડી હામ ! ૩.
રાજા રંક ને ધનવંતાઓ, કંપે સરવે બળવંતા !;
કોઇને ઝાલું કોઇને મારૂં, નીત ઉઠાવું હું ટંટા ! ૪.
ભૂત પિશાચ ડાકણી સંખણી, મારૂં નામ નહીં કો લે;
એવો હું છું નામાંકિત નર, બોલો મારી જે જે જે ! ૫.

(નાચતો કુદતો જાય છે.)

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ.

ચંદ્રનગર.

ધરમદાસ, ગંગા ને રૂપસુંદરી.

**ધરમદાસ**—(ગંગાને) આપણી રૂપસુંદરીને જો મેં ધાર્યું હતું તે ઘેર પરણાવી હોત તો આવો રંડાપો છોકરીના કરમમાં આવત નહીં! મેં તારી રાંડની અક્કલે ચાલી વિવાહ કીધો તેથી છોકરીને અને આપણે આવું દુઃખ જોવાનો સમય આવ્યો!! કેહેવત છે કે બઈરાંની અક્કલ તે બઈરાં જેવી!

**ગંગા**—(ગુસ્સામાં) મારા રાંડના કરમના ભોગ છે કે હું વચમાં બોલી ને વિવાહ કરાવ્યો! મને રાંડને વચમાં વચમાં નકામું ડહાપણ કરવાની ટેવ પડી છે તેથી આવાં આવાં મેહેણાં સાંભળવાનો દીવશ આવે છે! (રડીને) કોઇ કાંઇ અંદરથી પેશી થોડુંજ નીકળ્યું હતું! જો મેં પ્રથમથીજ એવું જાણ્યું હોત કે રૂપસુંદરીનો પતિ સ્વર્ગે જશે અને રૂપસુંદરીને

બિચારીને બાળપણામાં આવો રંડાપો આવશે, તો હું તમને કેહેતજ નહીં કે રૂપસુંદરીનો વિવાહ અહીં કરો! મેં કાંઇ છોકરીને જાણીજોઇને કુવામાં થોડીજ નાંખી છે. તમને છોકરી વાહાલી છે ને મને શું અલખામણી છે? એ તો તમને પાછ જથી ખોટો ખોટો આરોપ મુકવાની ટેવ પડેલી છે તેથી મારે માથે તદન ખોટો દોષ મુકો છે ને મારા જીવને નકામું કલ્પાંત કરાવો છો!! (રડે છે)

**ધરમદાસ**—હું તો દોષે મુકતો નથી ને કંઇએ કરતો નથી બાપા!! છોકરીના ભાગ્યમાં જેમ સૃજેલું હતું તેમ થયું! એમાં કોઇનો કંઇ થોડોજ ઉપાય છે? આપણા નશીબમાં એ બિચારી રંક ગૌવાનો રંડાપો જોવાનો સૃજીત તે કંઇ મિથ્યા જાય? કોણ જાણે હું શું એ પાપ કરીને જનમેલો છું કે મેં મારી આખી જીંદગીમાં સુખ શું છે તે તો જોયું પણ નથી! નશીબ! નશીબ!! નશીબ!!! મેં પૂર્વે કીધેલાં જે માહાન પાપો તે મારી આડે આવે છે ને તેથી મારા સુખનો ઉદય થતોજ નથી! અરે! હું કેવો ભાગ્યહિન?! હે! જગકર્ત્તા ઇશ્વર, તું મારા ઉપર આવડો બધો કેમ કોપાયમાન થઇ ગયો છે?! તેં મારા ઉપર આવી કદ્રષ્ટી કેમ કરી છે અને તેં મને આ અસહ્ય દુ:ખના દરિયામાં કેમ ડુબાવી દીધો છે?!! અરે! પ્રભુ!!! (ખૂબ રડે છે)

**ગંગા**—હવે રડેથી શું વળવાનું છે? પુત્રી રંડાઈ તે કંઈ નહીં, રંડાઇ થવાની નથી! એ બાપડીના ભાગ્યમાં જે જે દુઃખ અને આપત્તિ આવી પડયાં છે, તે તેને વેઠયા શીવાય છુટકો નથી અને આપણે માબાપોને તે જોયા શીવાય પણ છુ-ટકો નથી! જે થયું તે નહીં થયું થવાનું નથી! આપણે એવું પાપ કરીને આ નાશવંત દુનીયામાં જનમેલાં તેમાં પ્રભુ શું કરે?! જેવું આપાણું નશીબ! પ્રભુએ જો મારૂં પણ મોત આપ્યું હોત તો હું સુખી થાત ને મારી વાહાલી પુત્રીનો રંડાપો અને તેનો પરિતાપ જોવાનો આવો કુડો ને ભયાનક સમય આવત નહીં! (રડે છે)

**ધરમદાસ**—મને તો એમ થાય છે કે હું આપઘાત કરી આ ફાની દુનીયાનો ત્યાગ કરૂં, પરંતુ આપઘાત કરવાનુ આપણા શાસ્ત્રમાં માહાન પાપ કહેલું છે, જેથી મારાથી તેમ થઇ શકતું નથી! કારણ કે હું આ અવતારમાં તો આટલુ આટલું દુઃખ ભોગવીને મારા દીવશ ગુજારૂં છું, ને જો હું શાસ્ત્રને ઓલંઘીને આ દુઃખી જીંદગીનો ત્યાગ કરૂં તો વળી બીજા અવતારમાં કોણ જાણે કેટલુંએ કષ્ટ વેઠવું પડે!! માટે સર્વથી રૂડો માર્ગ તો એજ છે કે પ્રભુએ આપેલું દુઃખ સહન કરીને જીંદગી ગુજારવી!

**ગંગા**—હું પણ એમજ માનું છું ! અરે ! પણ છોકરીની આખી જીંદગાની શી રીતે જશે ?! તે બાપડી ઘણીજ નમ્ર અને તીખા સ્વભાવની છે તેથી તેને પીએરમાં તો રેહેવું ગમશે નહીં અને જો સાસરે જશે તો ત્યાં પણ તે જંપીને બેસશે નહીં ! ! એનાં સાસુ સસરા ઘણાજ કપટી ને હરામી છે ! એની નણંદ ઘણી ખારીલી ને બાઝડી છે, જે મેહેણાં મારી મારીને મારી રાંકડી બેટીના પ્રાણ લેશે ! ! ! વળી જેઠ, જેઠાણી, ભોજાઇ વગેરે સર્વ સંપસંપીને એ બાપડીને પજવશે અને બાળી બાળી ભસ્મ કરશે ! અરે ! આ દુઃખ મારી નજરે કેમ જોવાશે ? ! ! ! (ખૂબ રડે છે)

**ધરમદાસ**—મારી પ્યારી, તું રડીશ માં. (એમ કહી પોતે પણ રડવા માંડે છે એટલામાં રૂપસુંદરી જે પાસેના ઓરડામાં બેઠી હતી તે દોડી આવે છે ને પોતાનાં માબાપને છાનાં રાખે છે.)

**રૂપસુંદરી**—મારા વહાલાં માતાજી અને પિતાજી, તમે એટલો બધો શોક કેમ કરો છો ? ! તમે છાનાં રહો ! (એમ કહી પોતે પણ રડવા માંડે છે ને નીચલું ગાયન ગાય છે.)

## પદ.

અરે શું રે કરૂં ક્યાં જાઉં, પિયુવણ આખરે.

એ રાગ.

મારા માત'પિતા રૂઓ કેમ, રહો છાના આપરે;
દુઃખ આવ્યું તે જાએ ન સેજ, કરો ન સંતાપરે. ૧.
મારા ભાગ્ય માંહી હતું જેમ, તેમ થયું જાણજો;
માતા માનો તમે પણ લેશ, આંશું નવ આણજો. ૨.
હવે કરશો તમે રડી કેમ, નયણે ઝાંખ લાગશે;
કરો પ્રેમે પ્રભુનું ભજન, તેજ કષ્ટ કાપશે. ૩
ઇષ્ટ દેવ છે આપણી પાસ, ધરો ઊર હામરે;
તજી દીઓ હવે તો વિલાપ, કરો ઘર કામરે. ૪.
મારા પિતા થયા ઘેલા આજ, શીખ દીએ કોણરે;
પિતા કરો નહીં કલપાંત, આ શી રડારોળરે. ૫.
મારે કરમે રંડાપો છેજ, જાશે કો દી નવ હવે;
થઇ ગાંડી તું આજે માત, આવું તે શું લવલવે. ૬.
પિતા લાગું પાએ ટાળો ક્લેશ, દુઃખ જાએ નવ સહ્યું;
વાહાલી પુત્રિનું માનો આપ, ધાર્યું ઇશ્વિનું થયું. ૭.
નથી જોયું જાતું આ તો ઇશ, કરૂં શું ઉપાયરે;
હાલ ઘડી વિતી જાશે કેમ, મદદ કર રાયરે. ૮.

પિતા સંગે કરે મા રૂદંન, જાઉં છું મુંઝાઈરે;
છાના રેહેતા નથી જરા રામ, ગઈ અકળાઈરે ૯.

અરે! મારા વાહાલા માતાજી અને મારા કૃપાળુ પિતાજી, તમે આ શું ઘેલાં કાઢો છો?! તમે કાંઈ મારા જેવા અણસમજુ ને નાદાન તો છો નહીં; છતાં આટલું બધું કલપાંત કરો છો તે જોઈ મારો જીવ અત્યંત ખેદ પામે છે અને હું મુઝાઉં છું!! આવી રડારોળ કરી મુકેથી શું ફાયદો થવાનો છે?! હે પ્રભુ! આવું દુઃખ તેં મારા જેવી રંક અબળાના મસ્તક ઉપર કેમ ચોંટાડયું?! હવે મારા શા હાલ થશે?! મારાથી એ દુઃખનો મોહોટો બોજો કેમ ઉંચકાશે?! મારાં માબાપ પણ મને કશી હીંમત આપતાં નથી!! (રડે છે એટલે ધરમદાશ અને ગંગા છાનાં રહી જાય છે ને ગંગા રૂપસુંદરીને કહે છે)

**ગંગા**—મારી વાહાલી પુત્રી! મારી પ્રાણપ્રિય બેટી!! તુ છાની રહે! (રૂપસુંદરીના આંસુ લુછે છે ને છાની રાખે છે)

**રૂપસુંદરી**—ત્યારે તમે શું કરવા રડો છો?! તમને રડતાં જોઇને મારૂં અંતઃકરણ પણ ઉભરાઇ આવે છે.

**ગંગા**—બેટા, હું તારૂં કષ્ટ જોઈ શકતી નથી! તારો રંડાપો જોઇને મારા કાળજામાં અગ્નિની મોટી મોટી ઝાળો

ઉઠે છે !' તારી વેદના જોઇ મારૂં મન અહોનિશ ચક્રની માફક ચારે દીશાએ ભમ્યા કરે છે ને સદાએ તારૂં ને તારૂંજ રૂદન થયા કરે છે ! તારા દેહની હવે મને અતિશય ચિંતા લાગી છે ! (રૂપસુંદરીને છાતી સાથે દાબીને) મારી લાડકી રૂપસુંદરી, હવે તારી શી અવસ્થા થશે ? ! તારો ભાવ કોણ પુછશે ? ! હવે તારા સાસરામાં તારી સંભાળ રાખનાર કોઇ નથી !!! (રડે છે.)

**રૂપસુંદરી**—ઓ માતાજી ! ઓ મારા દયાળુ માતાજી ! તમે છાના રહો ! તમે મારા ઉપર તો કંઇ દયા લાવો ! તમને રડતાં અને રૂદન કરતાં જોઇ મારૂં મન અકળાય છે ને હું અતિશય મુઝાઉ છું ! હવે તમે છાના રહો ! ઓ માતાજી, તમે કેમ છાનાં નથી રહેતાં ? ! (રડે છે)

**ધરમદાસ**—(ગંગાને) હવે તું છાની રહે. આ છોકરી તને રડતી જોઇને અંટાય છે ! રડે પડેથી અને કલપાંત કરેથી લેશ માત્ર પણ વળનાર નથી ! રડવું કરવું તે વ્યર્થ છે ! હવે તું તારે આ છોકરીને ખોળામાં લઇને બેશ, ને નીરાંતે તારા દીવશ ખાઇ પીઇ અને આપણા માહા કૃપાળુ પરમેશ્વરનું ભજન સ્મરણ કરીને ગુજાર.

**ગંગા**—આ છોકરીને જોઇને મારૂં હૃદય ઘણુંજ ધબકે છે ને મારી છાતી ભરાઇ આવે છે ! (રડે છે)

**ધરમદાસ**—રડવું આવે તે તો સ્વભાવીક છે, પરંતુ તેમાં કાંઇ લાભ થનાર નથી. પ્રભુએ તને અને મને એ દીવશ આપ્યા છે તો હવે રડીને શું કરશું ? ! હવે તો રૂપસુંદરી છે તેજ આપણને સર્વ છે !

**ગંગા**—હા, હવે તો એના ઉપરજ બધોએ આધાર રહ્યો છે તો ! એના શીવાય બીજું કોણ છે ? !

**ધરમદાસ**—માટેજ હું કહું છું કે કલપાંત ન કર. ચાલ, હું જરા જઇને આવું છું. વખારમાં કોઇ આવીને બેઠું હશે તો તે ખોટી થશે.

**ગંગા**—હા તમે જાઓ. (ધરમદાસ જાય છે એટલે ગંગા રૂપસુંદરીને કહે છે) મારી વાહાલી પુત્રી, હવે તું તારે મારી પાસેજ રેહેજે ને ખાઇ પીને તારા દીવશ ગુજારજે ! કારણ કે જો તું મારી નજર આગળથી દુર જશે તો મારાથી એકલા એક પળ પણ રેહેવાશે નહીં ! માટે તું મારી પાસેજ રેહેજે કે તને જોઇને હું ઠરૂં !

**રૂપસુંદરી**—ના માતાજી, એ તો મારાથી નહીં બને ! પીયરમાં રહીને મારી જીંદગી કેમ ગુજારાય ? ! હાથી તે દરબારેજ શોભે. માટે મારા પ્રાણપ્રિય માતાજી, તમારી એટલી આજ્ઞા માનવાને તો હું તદન અશક્ત છઉં ! પીયરમાં

રહીને મારો અવતાર કઢાવાનો નથી !

**ગંગા**—ના ના, હું તને મારી નજર આગળથી કોઈ પણ દીવશ કાઢનાર નથી! તને દુર કાઢીને પછી હું શું કરૂં?! હું કોને આધારે રહું ?! તારે ગમે તો માન કે ન માન, પરંતુ હું તો તને દુર કરનારજ નથી !

**રૂપસુંદરી**—પણ માતાજી, મારાથી પીયરમાં તે કેમ રેહેવાય ? !

**ગંગા**—રેહેવાય કે ન રેહેવાય, પણ હું તારી વાત માનનાર નથી ! તને વીખુટી પાડું તો મારો જીવ પણ વીખુટો પડે ! (રડે છે)

**રૂપસુંદરી**—અરે ! માતાજી તમે રડો નહીં, તમે જેમ કેહેશો તેમ હું કરીશ ! હવે તમે ઘરમાં જાઓ ને રસોઇ પાણી કરો !

**ગંગા**—વારૂં બેટા, હું જાઉં છું. (જાય છે)

**રૂપસુંદરી**—(મનમાં) ઓ! મારા જગ્તકર્ત્તા પ્રભુ! મારા માહાન ઇષ્ટદેવ ! મારા પરમકૃપાળુ પરમેશ્વર ! હવે મારી શી વલે થશે ? ! મારા માતાજી મને પીયરમાં રાખવાને અત્યંત આગ્રહ કરે છે, પણ જો હું પીયરમાં પડી રહું તો મને લોકો શું કેહેશે ને કેવાં કેવાં મેહેણાં મારશે ? ! અરે !

મારા પ્રાણપ્રિય પતિ, તું મને રઝળતી રવડતી મુકીને કેમ ચાલ્યો ગયો ?! ઇશ્વરે તારૂં મોત આપ્યું ને મને કેમ અહીં રાખી મુકી છે ?! હે પતિ! તારા જવાથી મારા કેવા બુરા હાલ થયા છે! પીયરમાં હવે મારા દીન કેમ જશે! અરે! મારા કરતાં તો પશુ પણ સારૂં સુખ ભોગવે છે! હું તો પશુ કરતાં પણ અધિક સંકટમાં ફસાઇ પડી છું!! મારા ઉપર ચારે દીશાએથી દુઃખના સૈન્યો ચઢાઇ કરીને આવી લાગાં છે!! આવું માહાભારત દુઃખ તે કેમ સહન થઇ શકે ?!!! (રડીને ગાય છે)

## લાવણી.

ક્યાં ગયું દશીઓ નુર, ગયું ક્યાં શુર, બન્યા શું ઘેલા.
એ રાગ.

હાય હાય પ્રભુ ઓ હાય, થાની તું સાહ્ય, આફત પડી આવી;
નહીં પીએરમાં રહ્યું જાય, લોક દે ચાવી. ટેક.
મારી માતા લે છે હઠ, સાસુ છે સઠ, કરીશ હવે કેમ;
નથી પીએર માંહી જંપ, ઇશ કર રેહેમ. ૧.
હું ભર દરીએ છઊં પડી, સહૂને નડી, થઇ એકલડી;
મારૂં મનડું ચણુ ચણુ બળે, ગઇ છઊં રવડી. ૨.

સગાં સંબંધી કો નહીં, આવે કામ અહીં, ગરજના સાથી;
સહુ આર્વતા વારમવાર, પતિ હૈયાતી. ૩.
મારા માત પિતા છે ખરાં, ભોળાં ને ભલાં, બળે દુઃખ જોઇ;
નેણ કીધાં તેમણે લાલ, અહોનિશ રોઇ. ૪.
નથી સુઝ પડતુરે કાંઇ, કરૂં શું ભાઇ, દીન કેમ જાશે;
પ્રભુ મારી વાહારે ધા, રાખું તુંજ આશે. ૫.
પીએરમાં હું નહીં રહું, સાચી વાત કહું, દુઃખ રહે વ્યાપી;
રહું સાસરીએ હું જઈ, રાંડી તથાપી. ૬.

(એટલામાં તેનો પિતા ધરમદાસ આવી પોહાંચે છે તેને વળગીપડીને રૂપસુંદરી બોલે છે.)

**રૂપસુંદરી**—ઓ મારા પરમ પુજ્ય પિતાજી ! મારે આપને એક નમ્રતાપૂર્વક વિનતી કરવાની છે, અને હું આશા રાખું છું કે તે આપ કૃપા કરી લક્ષમાં લેશો. જુઓ, મારાં માતાજી મને અહીંજ રેહેવાનો આગ્રહ કરે છે, પણ મારાથી અહીં રહીને તે આખી જીંદગી કેમ ગળાય ?! જો હું પીયરમાં રહીનેજ મારી આખી જીંદગી ગુજારૂં તો મારા જીવતરમાં ધિક્કાર પડેલો કેહેવાય ! વળી લોકો મને મેહેણાં મારે કે રૂપસુંદરી તો પીયરનો રોટલો ખાઇને દાહાડા કાઢે છે ! આવા મેહેણાં મારાથી તે કેમ ખમી શકાય ?! હજુ તો મારી સાસુ,

સસરો જેઠ વગેરે સર્વ ક્ષેમકુશળ છે, છતાં જો હું પીયરમાં રહુ તો મને કેટલી નામોશી લાગે ?! તેઓની પાસે મારો .રોટલા માંગવાનો હક છે. જો તેઓ ન હોય તો તમારો આશરો લઊં!. માટે મારા વાહાલા, મારા પાળક, મારી બુઝના જાણનાર, અને મારા પ્રાણપ્રિય પિતાજી, આપ સમજુ ને શાણા છો તથા ઉમરે પણ પુખ્ત છો તો તમે મારા માતાજીને સમજાવો અને કહો કે મને એકદમ સાસરે વીદાએ કરે. ખચીત પીયરમાં રહીને તો મારા દીવશ જવા મુસ્કેલ છે, માટે મારી દયામણી જીંદગી તરફ આપ લક્ષ આપો અને મારી અરજ સુણો. જો તમે મારાં માતાજીને સમજાવશો તો તે તમારાથી જરૂર સમજશે ને મને મારે સાસરે વીદાએ કર્યા વિના રેહેશે નહીં. પણ તમે જો મારા માતાજીના વીચારને અનુસરીને ચાલશો તો હું અહીં મરણતોલ જેવી થઇ જઇશ ને તેની સાથે તમો પણ મને દુ:ખી નિહાળીને દુ:ખીયા થશો !! માટે ગમે તેમ કરીને પણ મને મારે સાસરે મોકલો તો સારૂં. ( રડે છે )

**ધરમદાસ**—(મનમાં) છોકરીને સાસરે જઇને રેહેવાની મરજી છે, પરંતુ એ નાદાન બાળકીને ખબર નથી, ને એ સમજતી નથી કે સાસરામાં એને કેટલું કેટલું કષ્ટ વેઠવું પડશે! એના સાસરાનું કુટુંબ બોહોળું છે તેથી આખા કુટુંબનું ગદ્ધા-

વહીતરૂં એને એકલીને કરવું પડશે ! વળી તે ઉપરાંત એની સાસુ એ બિચારીને જેમ મનમાં આવે તેમ પજવીને કાયર કાયર કરી મુકશે ! એની નણંદ હરામી ને ખટપટી છે તેથી તે પણ બળતીને ઓરૂં વધારે બાળશે ! એનો સસરો બાયલા જેવો છે, એટલે તે પણ બઇરીની અક્કલે ચાલીને મારી લાડકી પુત્રીને દુઃખ દેશે ! એની જેઠાણી દેરાણી સર્વ કોઈ પોતાના પતિની હુંફને લીધે છોકરીને પીડશે અને તરેહવાર કાવત્રાં રચી મારી વાહાલી બેટીને દુઃખના માહાસાગરમાં ડુબાવી દેશે ! હે મારા દીન દયાળુ પરમેશ્વર ! હવે મારે શો ઈલાજ લેવો ! છોકરી રાંડેથી હું કેવી વેદનામાં ફસાઈ પડયો છું !! મને કંઇ પણ સુઝ પડતું નથી ! મારૂં ચિત હરાયાં ઢોર તુલ્ય બાવરૂં થઈ ગયું છે ! મને મોટી ચીંતા ઉત્પંન થઇ છે કે, મારી વાહાલી બેટીની શી અવસ્થા થશે ! ઓ મારા કૃપાનીધી:—

**રૂપસુંદરી**—પિતાજી, કેમ કાંઈ આટલા બધા વિચારમાં પડી ગયા છો ?!

**ધરમદાસ**—વિચાર તો એજ કે, જો હમણાં હું તને તારે સાસરે મોકલું તો ત્યાં તારો કોણ ભાવ પુછશે, તારી ખબર કોણ રાખશે ને તારૂં કષ્ટ હરી લેવાને કોણ તૈયાર થશે ?! તારાં સાસુ, સસરા સર્વ નિર્દય અને માહા પાપી જેવાં છે, જે-

ઓ તારો ભાવ પણ પુછનાર નથી ! માટે મારી મરજી પણ એવીજ છે કે તને અત્રેજ રાખવી. અત્રે તારી કોઇપણ પંચાત કરે અથવા તો તને બળતીને બાળે તેવું નથી. જો તું તારે સાસરે જશે તો તારા મસ્તક ઉપર કષ્ટનું બીજું એક મોટું વૃક્ષ ઉગ્યા શિવાય રેહેશે નહીં ! માટે મારૂં કહ્યું માનીને તું અહીંજ રહે.

**રૂપસુંદરી**—(ગુસ્સો કરીને) જો તમે બધાએ મારી પાછળ મંડયાં છો અને મને મારે સાસરે વીદાએ કરવી નથી તો રહ્યું, હવે હું મરતાં સુધી પણ મારા મોઢામાંથી એવું વેણ કાઢનાર નથી કે મને મારે સાસરે મોકલો, મોકલો ને મોકલો!! તમે તમારે જ્યાં સુધી ધરાઓ ત્યાં સુધી રાખજો!

(રડતી રડતી જાય છે)

**ધરમદાસ**—(મનમાં) ફીકર નહીં, હમણાં રડે છે તો રડવા દેવી; થોડીવાર પછી એની મેળે છાંની રહી જશે. પણ હું તો એને જાણી જોઇને કદી પણ કુવામાં નાંખવા જનાર નથી. મૂળમાં તો એ અબળા જાતી અને લાડથી ઉછરેલી, તેમાં વળી એનો પતિ સ્વર્ગે ગયો, એટલે હવે એને સાસરામાં પીંખી નાખ્યા શિવાય કોણ રહે ?! માટે હું તો એને કદી પણ મોકલનાર નથી. હે જગતકર્ત્તા પરમેશ્વર ! તેં મારા જેવા રંક

બાળિક ઉપર આવું કષ્ટનું ક્ષેત્ર ઉગાડયું છે, તે મારાથી કેમ સહન થઇ શકશે ! તેં મને સર્વાંગે કેમ દુઃખીયો કરી મુકયો છે ! હવે તો જરા દયા લાવ અને મને ઉગાર ! જો તારી ઈચ્છા એવી હોય કે મને દુઃખમાંને દુઃખમાંજ ઠાર કરવો, તો મને તત્કાળ મોત કેમ નથી આપતો ! (રડે છે) ચાલ હવે ઘરમાં જઇને જોઊં કે રૂપસુંદરી છાંની રહી કે નથી રહી.

(જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ.

રૂપસુંદરી, ગંગા ને લલવો ચાકર.

**રૂપસુંદરી**—(ગાય છે.)

### ગરબી.

રાગ સીતાજીના મહીનાનો.

આહા ! ઇશ કરૂં હવે કેમ, નીંદ નથી આવતી;
થઈ દુઃખી હું નાની બાળ, કાળ થયો મુજ પતિ. ૧.
પતિ પ્રાણ તણોરે આધાર, તજી ગયો મુજને;
રહ્યું મારૂં હવે નહીં કોઇ, આધિન થઇ તુજને. ૨.

ચેન વળે નહીં મારા રામ, કામ નથી સુઝતું;
ગઇ હામ અરેરેરે છેક, મળુ લેશ રીઝતું. ૩.
મારો પતિ હતો નાનો બાળ, પડયો જઇ જાળમાં;
આવું કષ્ટ સહ્યું નહીં જાય, ભૂંડા કળી કાળમાં. ૪.
મારા કર્મમાં સૂખ ન લેશ, વેશ બૂરોરે થયો;
પતિ તારો હતો જે જે પ્યાર, જાએ મુજથી નવ કહ્યો. ૫.
આવે સ્વપ્નમાં પીયુનો વ્હાલ, નથી જાનો વીસરી;
તેર વર્ષની નાની હું બાળ, રડું દુઃખની ભરી. ૬.
સાડી કસુંબ સજ્યાં નહીં હાય, દુઃખ કેવું ભાઇરે;
છીંવ ચોળી ચોળી રાખ્યો મેં, રહી છું પસ્તાઇરે. ૭.
ભાત ભાતની કંચુકી જેહ, તેહ રહી છે પડી;
જોઈ વિવિધ પ્રકારના વસ્ત્ર, બળી જાએ જાતડી. ૮.
રાતી ધોળી પીળી રંગેરંગ, પેટી સેવે સાડીઓ;
સુખે સજીયાં ન અંગે ઇશ, વિત્યો નવ ઓરીઓ. ૯.
કાઝીગાંઠી કં[illegible]લી છડો હાય, વાળી જોઇને બળું;
બીજા સણગારનો નહીં પાર, જોઇ તેને નવ ઠરું ૧૦.
નાખું કએ ખુણે હેમ દામ, જોયું નવ જાયરે;
વાડી મેહેલ બગીચાંને બાગ, નાખું કયાંઈ હાયરે. ૧૧.
સહુ બેહેનપણી હરખાય, સજી રૂડાં વસ્રરે;

જાણે છેદી મુકું મારો કંઠ, લાવી દીઓ શસ્રરે. ૧૨.
મારા પતિ માંહી રહ્યો જીવ, પડે છાંયા પિયુ તણી;
સહુ સાહેલી ભોગવે સુખ, ગોઠ કરે પ્રેમની. ૧૩.
મારે ખુણો સેવાનોરે દીન, આવી પડ્યો હાયરે;
કોઇ જોશે મારા ન સુકન, અંગ ખાવા ધાયરે. ૧૪.
હાથ પગ ભાંગી ગયા બેન, પ્રભુ આપ મોતરે;
જાઊં પ્રાણ પતિની પાસ, જાશે નહીં ખોટરે. ૧૫.
નહીં જીવતરમાં કાંઈ માલ, રહ્યો હવે રામરે;
લઇ જાની પ્રભુ હવે ઝટ, પામું સુખ ધામરે. ૧૬.

(રડે છે ને પછી થોડીવારે બોલે છે)

ઓ ! મારા પ્રાણ પ્રિય પતિ, તમ વિયોગે હવે મારાથી લેશ માત્ર પણ રેહેવાવાનું નથી ! તમારા વિયોગથી ખરે હું એક મોટી આફતમાં ફસાઇ પડી છું અને તે આફતમાંથી ઉગારનાર પ્રભુ વિના કોઇ નથી ! અરે ! મારા વાહાલા પિયુજી, હવે તો તમારા દરશન થશેજ શાના ❀ (રડે છે) દાહાડે ખાવું પીવુ ને ઘરનું કામ કાંઇજ સુઝતું નથી, અને રાત્રે સયન કરવાની બીલકુલ ઇચ્છા થતી નથી !! ઓ ! મારા પ્રાણનાથ, હવે મારૂં શું થશે ?! હવે હું કોને આધારે રહીશ ?! (મુર્છાગત થઇ જમીન ઉપર ગબડી પડે છે એટલે લખવો ચાકર આવે છે.)

**લલવો**—(પ્રવેશ કરીને) રૂપી બેન, રૂપી બેન, તમે આ શું કરો છો ?! (રૂપસુંદરીનો હાથ પકડીને) ચાલો હવે ઉઠો ને બેશીને મારી સાથે વાતચીત કરો.

**રૂપસુંદરી**—અરે ! આ કોણ ? !!

**વિદૂષક**—એ તો ચોરનો ભાઇ ઘંટીચોર !

**લલવો**—અરે એ તો હું છું બેન.

**રૂપસુંદરી**—કોણ લલવો કે ?

**લલવો**—હા રૂપી બેન.

**રૂપસુંદરી**—(ગુસ્સામાં) તું અહીં શું કરવા આવ્યો છે ! જા નીકળ અહીંથી–મને મારે મરવા દે કે થયું.

**લલવો**—રૂપી બેન એ શું બોલો છો ? તમને આ શું ગાંડું લાગ્યું છે? ચાલો હવે ઉઠીને બેઠા થાઓ અને પાણી લઇ મોંઢુ ધોઇ નાંખી સુસ્તી કાઢો.

**વિદૂષક**—અરે ગાંડીઆ, એ એના માટીને સારૂ રૂદન કરે છે તે કરવા દેની, તું કયાં વચમાં કુટાઈ મરે છે !

**રૂપસુંદરી**—મને તો સુસ્તીએ નથી ને બુસ્તીએ નથી ! હું મારે મારા મન સંઘાતે કલપાંત કરૂં છું, માટે તું તારે અહીંથી જા ! (રડે છે)

**લલવો**—બેન, તમે છાના રહો તો હું જાઊં. આવી

રડારોળી કરો છો તે કાંઇજ સારૂં કરતા નથી.

**રૂપસુંદરી**—જો લલવા તું જાણેજ છે કે મારો હૈયા-નો હાર, મારો સુખ દુઃખનો સાથી અને મારો રૂડો પાળક મા-રો પ્રાણનાથ સ્વર્ગે ગયો છે ને મને આ દુઃખી દુનીયામાં એક-લી રડતી મુકી છે! (રડે છે)

**લલવો**—જુઓ બેન, એ વાતમાં હવે કોઇનો પણ ઉપાય રહ્યો નથી! માટે જે દુઃખ આવી પડ્યું છે તે સહન કર-વુંજ જોઇએ, અને તેમ કીધા શિવાય છુટકો પણ નથી! તમે રડો નહીં ને અહોનિશ પ્રભુનું ભજન કરો કે તે તમને સાહ્ય થાય અને તમારૂં કષ્ટ હરી લે.

**રૂપસુંદરી**—લલવા, તું કેહે છે તે વાત તો ખરી, પરંતુ હવે મારા દીવસ શી રીતે જશે ને મારી શી અવસ્થ થશે ?! (રડે છે.)

**લલવો**—એમાં થવાનું શું છે ? તમે કાંઈ ભુખે તો મ-રવાના છો નહીં ?

**રૂપસુંદરી**—તે તો ખરૂં, પણ આ પીએરમાં રહીને સર્વ લોકોના મેહેણાં અને તેમનો કટાક્ષ મારાથી કેમ સહન થશે! પીએરમાં રહીને જો આ મારા દુઃખી દીન ગુજારૂં તો મારા અવતારમાં ધિક્કાર પડેલો કેહેવાય. (રડે છે) હે! દીન-

દયાળુ પરમેશ્વર, હવે હું કેમ કરીશ ! હું અબળા જાતી પી-
અરમાં રહીશ તો સદાએ ધગધગતી સગડીની તુલ્ય ગણાઇ-
શ, એમાં કાંઇજ શક નથી ! અરે ! આ કેમ ખમાય ! (ખુ-
બ રડે છે).

**લલવો**—(મનમાં) એને સાસરે જઇને રેહેવાની પૂર્ણ
ઇચ્છા જણાય છે. (રૂપસુંદરીને) બેન, શું તમારે સાસરે જઇને
રેહેવાની મરજી છે ?

**રૂપસુંદરી**—હા, મારી તો ઘણીએ મરજી છે કે સા
સરે જઇને પડી રહું, પણ મારાં માત પિતા મને મારે સાસરે
મોકલવાની ચોખી ના પાડે છે !!! તેઓની મરજી મને અત્રેજ
સદાએ રાખવાની છે ! (રડે છે)

**લલવો**—જુઓ બેન, તમે રડો નહીં ને છાંના રહી
જાઓ. તમે રડો છો તેથી તમારૂં શેર લોહી બળે છે ને તેની
સાથે તમારા વાહાલાં માબાપને પણ અતિશય કલપાંત થાય છે.
માટે તમે શાંતી પકડો. તમને રડતાં જોઈ મારૂં હૈયું પણ ભરા-
ઇ આવે છે.

**વિદૂષક**—ને મારૂં હૈયુંએ ભરાઇ આવે છે-ઊં-ઊં-ઊં
હેંહેંહેં!!!

**રૂપસુંદરી**—(લલવાને) તે તો હું જાણું છું કે, મા

રા પ્યારા માતાજી અને મારા કૃપાળુ પિતાજી મને રડતી જોઇ ને કલપાંતમાં પડે છે, પણ મારાથી છાંના રહી શકાતું નથી ! આવું દુઃખ કેમ સહન થઇ શકે ?!

**લલવો**—હું સારી રીતે સમજુ છું બેન, કે તમારા ઉપર પરમેશ્વરે માહા દુઃખનો વરસાદ વરશાવી દીધો છે ને હું પ્રભુની પ્રાર્થના કરીને એમજ યાચું છું કે આવું દુઃખ મારા કટ્ટા શત્રુને શીર પણ નહીં પડશો !

**રૂપસુંદરી**—લલવા, હવે એ બધી વાત જવા દે, પણ મારાં માબાપ મને મારે સાસરે વીદાએ કરે તો સારૂં.

**લલવો**—જો તમારે સાસરે જવાનીજ પૂર્ણ ઇચ્છા છે તો લાવોની હું જાતેજ જઇને શેઠ અને શેઠાણી બન્નેને કહું કે તમને સાસરે મોકલે.

**રૂપસુંદરી**—ત્યારે તો ઘણુંજ સારૂં થાય. પણ સાંભળ, તું તેમને જઇને શું કેહેશે ?

**લલવો**—તમે મને જેમ કહો તેમ હું જઇને કહું.

**વિદૂષક**—જાની કેહેની, કે આ અલાબલાને કાઢો સાસરે કે કંકાસ મટે !

**રૂપસુંદરી**—(લલવાને) જો સાંભળ, મારી માતા અને મારા પિતાજી બંને જણાં જ્યારે એકાંત સ્થળે બેઠાં હોય

ત્યારે તું તેમની પાસે જજે અને એમજ કેહેજે કે, જુઓ શેઠ લોકોમાં આપાણી રૂપી બેનની ઘણી વાતો થાય છે, માટે એ છોકરીને એને સાસરે વિદાએ કરવી જોઇએ. બસ, એટલુંજ બોલજે; બીજુ કાંઇ પણ બોલતો નહીં. એટલું કેહેશો કે તેઓ તુરતજ મને વિદાએ કરશે.

**લલવો**—વારૂં બેન, તમે જે અક્કલ દોડાવી છે તેને હું પસંદ કરૂં છું. પણ જો તેઓ મને એમ સવાલ પુછશે કે, એ વાત તેં કોને મોંઢે સાંભળી, તો હું શું જુવાબ દઇશ ?

**રૂપસુંદરી**—તે વખતે તું એમ કેહેજેની કે, હું નદીએ સ્નાન કરવા જતો હતો તે વેળાએ કેટલાંક બૈરાંઓ રૂપસુંદરીની વાતો કરતા કરતા જતા હતા.

**લલવો**—રૂપી બેન, એ પણ તમે ઠીક યુક્તિ શોધી કાહાડી છે. ચાલો હવે હું રજા લઉં છું.

**રૂપસુંદરી**—હા જા, પણ જોજે મારે ને તારે પશ્ચાતાપ કરવાનો સમય ન આવે. મેં તને જે પ્રમાણે સમજાવ્યું છે તેજ પ્રમાણે તું મારા માતપિતાને વિનતી કરીને કેહેજે. કંઇ પણ અતિશયોક્તિ દરશાવતો નહીં—નહીં તો તું બંધનમાં આવી પડશે.

**લલવો**—તે વાતે તો તમારે નચિંત રેહેવું બેહેન.

તમે જોશો કે તમારો શિષ્ય કેવી સેવા બજાવે છે.

**વિદૂષક**—અરે હજામ, એવી સેવા બજાવવી એમાં કાંઈ શુગાતનપણું ન કેહેવાય. એકાદ ડંડુકો લઇને જો સેવા બજાવે ત્યારે તો ખરી સેવા બજાવેલી ગણાય.

**રૂપસુંદરી**—(લલવાને) ભાઇ, મારા અંતઃકરણમાં તારે વિષે પૂર વિશ્વાસ છે કે તું મારી અબળાના બૂરામાં નથી. હું સારીપેઠે જાણું છું કે મારે માટે તને જેટલું દાઝશે તેટલું બીજા કોઇને પણ દાઝનાર નથી. માટે હવે તું જા અને તારા યત્નમાં ફતેહ પામીને આવ.

**લલવો**—હા બેન, લો આ ચાલ્યો.

(જાય છે)

**વિદૂષક**—(લલવાને જતો જોઇને) છીંઈઇ, જાઓ કરો તમારૂં કાળું. (મનમાં) તેર વરશની પોટ્ટીમાં પણ તેરસો લક્ષણ દેખું તો ! પણ હશે, તેમાં મારા કયા દાદાના દીકરાનું જાય છે ? ચાલોની આપણે આપણી મેળે ઘેર જઇને અલીને મળીએ. (જાય છે)

**રૂપસુંદરી**—(મનમાં) લલવો છે તો સારો ને વિશ્વાસુ, અને તેમ છતાં પણ જો તે મારી ગુપ્ત વાત કોઇને પણ જણાવશે તો મારા પૂરેપૂરા ભોગ મળશે ! પણ મને આશા છે

કે મારો માહા કૃપાળુ પરમેશ્વર મારી રચેલી બાજી ભંગ નહીં પાડશે. હે ! મારા દિનદયાળુ જગતકર્ત્તા, મને તુજ વિના બીજા કોઇની પણ કુમક રહી નથી ! તેમજ તુજ સર્વ શકિત વિના બીજા કોઈની પણ ગતિ નથી કે મને માહા દુઃખના માહાસાગરમાંથી સુખના કિનારાપર લાવે ! હે ! કૃપાળુ, તેં મારા મસ્તક ઉપર અદ્યાપિ સુધી જે જે કષ્ટના મેઘ ગગડાવી પાડ્યા હતા તે તો મેં તરફડીયાં ખાઇને પણ સહન કીધા છે ! પણ હવે તો હું નિરાધાર બાળકી તે દુઃખના મેઘ સહન કરવાને તદન અશકત છું ! ખચિત હવે તો તું મને સુખનો પંથ દરશાવ ! અરે ! મારા દીનાનાથ, તુજ પ્રત્યે છેલ્લી મારી એટલીજ પ્રાર્થના છે કે, તું મારા લગ્નવાને સાહ્ય થજે અને મારી રચેલી યુકિતમાં મારી ફતેહ કરાવજે !

(ગાય છે)

## પદ.

છલકારીના ઢોલા હાલો વેહેલાં ચાલો મોરા રાજ.

એ રાગ.

હે ! ઇશ તું મારા કષ્ટ નિવારણ, વંદુ ધરી તુજ ધ્યાન;
એજી વંદુ ધરી તુજ ધ્યાન, કૃપાનિધી વંદુ ધરી તુજ ધ્યાન—ટેક

લક્ષ્મવા સેવકને સાહ્ય થજેરે, પામું છું ગુરૂ ખેદ;
તુજનાણુ પુષ્ટિ નથી પ્રભુ પરની, વિનતી કરૂં છું અભેદ—હે !-૧

લક્ષ્મવો બિચારો રંક અનુચર, જાણે ન વાણીનો લાગ;
માટે પ્રભુ મમ અર્જ સુણીને, દાખવજે શુભ માગ. હે !-૨

કિંકર જાતિ સુભાષી ન જાણે, જાણે ન ભિન્ના રીત;
તેમાં વળી છે વિદ્યાનો વૈરી, પ્રભુ થાજે પ્રસન્નિત. હે !-૩

દ્વિધાવાણી લક્ષ્મવો કરશે તો, પડશે મુજને પીડ;
ઠાર થશે એહ રંક વળી સંગ, રેહેતી નથી મુજ ધીર. હે !-૪.

લક્ષ્મણને મેં શીખ દીધી છે. ટોકી કહ્યું છે છેક;
કરજે કૃપા પ્રભુ નક્કિ હવે તું, રાખજે મારી ટેક. હે !-૫

શાન્તિ નથી મને મહીચર માંહી, ચિત્ત ચહડયું છે ચક્ર;
ભાગ્ય કૂડું મુજ હે ! પરમેશ્વર, કાં થયો માહા વક્ર. હે !-૬

પતિ વિયોગે સંકટે કીધો, મસ્તક ઉપર વાસ;
શ્યામ થઇ સિત કાન્તિ પ્રભુજી, કષ્ટે કીધો પ્રકાશ. હે !-૭

(ગાઇને ઉદાશ ચેહેરે જાય છે.)

# પ્રવેશ ૩ જો.

## સ્થળ.

### ધરમદાસ શેઠનું દીવાનખાનું.

ધરમદાસ, ગંગા અને લલવો ચાકર.

**ધરમદાસ**—(ગંગાને) હું ધારૂં છું કે હવે આપણી રૂપસુંદરીને તેને સાસરે વિદાએ કરવી જોઇએ. કારણકે જ્યારથી એનો પતિ સ્વર્ગે ગયો છે ત્યારથી તે આપણે ઘેરજ રહી છે. માટે હવે જો આપણે તેને સાસરે નહીં મોકલીશું તો તેનો પગ ભારી થશે એટલુંજ નહીં, પણ તેની સાથે લોકોમાં પણ વાતો ચાલશે કે, રૂપસુંદરીને તેના માબાપે પોતાને ઘેર નકામી રાખી મુકી છે ને તેને સાસરે મોકલતા નથી. વળી તેના સાસરીયાં પણ ઝાઝા દીવશ થશે એટલે તેડાવશે નહીં. માટે મારી તો એવી મરજી છે કે રૂપસુંદરીને સાસરે વિદાએ કરવી જોઇએ. આપણે કાંઇ તેને સદાની વિસારી મુકીને પાછી તેડાવીશું નહીં, એમ તો છેજ નહીં. થોડા દીવશ પછી તરતજ પત્ર લખી પાછી તેડાવી લઇશું.

**ગંગા**—(ગુસ્સામાં) તમને મારી દીકરી શું ભારી પડે છે કે હરઘડીએ સાસરે મોકલું સાસરે મોકલું કર્યા કરો છો ?!

છોકરી બાપડી અહીં રહી છે તો કાંઈ પણ સુખે રોટલો ખાય છે ને સાસરે જશે તો ત્યાં તેના સાસુ સસરા એક ઘડી પણ ઠરવા દેનાર નથી ! અમથાં મને દુ:ખિયારીને બાળવા કયાં નીકળ્યા છો ! ઘડી તો જંપવા દો ! ભોગ મારા કે પરમેશ્વરે મારૂં પાનું તમારા જેવા સાથે પાડ્યું ! છોકરીનું નશીબ પણ કોણ જાણે કેવું ફુટેલું છે કે તેના ભાગ્યમાં સુખ તો છેજ નહીં ! ! (રડે છે)

**ધરમદાસ**—હવે કલ્પાંત નહીં કરીશ બાપ: ! તારી જેમ મરજી હશે તેમ હું કરીશ ને તને રાજી રાખીશ. તારા મનમાં એમ આવ્યું છે કે મને છોકરી ભારી પડે છે, પણ તે તદન ખોટું છે. જો તે મને ભારી પડી હોત તો રંડાઇ ત્યારથીજ હું તેને સાસરે મોકલી દેત ! માટે, તું નકી માનજે કે મને છોકરી બીલકુલ અલખામણી નથી. એના શિવાય મારે બીજું કોણ છે ?

**ગંગા**—(ગુસ્સામાં) હું મારા અંતઃકરણમાં બધુંએ સમજુ છું કે મારી દીકરી તમને વાહાલી છે કે અલખામણી છે. વચ્ચે મારા રાંડના ભોગ છે. (રડે છે)

**ધરમદાસ**—(મનમાં) આ રાંડ મૂર્ખ કાંઈજ સમજતી નથી કે એમ કીધાથી છોકરીનું બગડશે ! જો હુ-

મણાં એની મરજી ઉપરાંત કાંઈ પણ કરીશ તો એ રાંઠ કુ-
વામાં પડવા જશે ! અરે ! ભગવાન, તેં મને આવા ખાડા-
માં કયાં નાંખ્યો ! ! લોકો તો મારી અને છોકરીની બન્નેની
વાતો કરતાં હશે ! આ રાંડને તે વાતનું કાંઇજ ભાન નથી !
એને તો ઘરમાં ખુણો લઇને બેશવાનું છે ને મારે તો આ
જગતમાં મારૂં તિમ્ર નાક લઇને ફરવાનું છે ! મારી પ્રતિષ્ઠા
આ લોકમાં કેટલી બધી છે ! જો હું મારી આબરૂ જાળવ-
વા જાઉં છું તો આ કુબજા મરવા પડે છે; ને જો રાંડની અક્ક-
લે ચાલું છું તો મારી તમામ પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળે
છે ! હવે મારે શું ઇલાજ લેવો ને કેવી રીતે પગલાં ભરવાં
તે મને કાંઇજ દીસતું નથી ! રામ ! રામ ! ! રામ ! ! !
નશીબ મારૂં કે મારે કર્મે આવી રાંડ મળી ! (રડે છે)

**વિદૂષક**—હા હા, હજી પણ રાંડની અક્કલે ચાલો કે થોડું
અંધારૂં છે તે પુરેપુરૂં થાય ! ભાઇને ખબર તો છે કે રાંડની
અક્કલે ચાલેથી છોકરી રંડાઈ ને આટલું આટલું દુઃખ પ-
ડ્યું તે છતાં પણ મારી રાંડ, મારી રાંડ ને મારી રાંડ ! ! !
હા હા હા હા ! ! ! જો મારી અલી આમ કરે તો બંદા
તો લાગલા લાકડી લઇનેજ ફરી વળે કેની ! !

**ધરમદાસ**—(વિદૂષકને) મારા પ્યારા મિત્ર, તું કહે

છે તે વાત તો ખરી પણ આ રાંડ એવી બરજાત છે કે મારો કંઇ પણ ઉપાય ચાલે તેમ નથી !

**વિદૂષક**—ત્યારે હું પણ ક્યાં ઉપાય લઇને બેઠો છું !

(એટલામાં લલવો ચાકર હાંફ્લો ફાંફ્લો થઇને અંદર આવે છે.)

**લલવો**—(પ્રવેશ કરીને) શેઠજી સાહેબ, શેઠજી સાહેબ, મારે આપને એક અરજ કરવાની છે, પણ આપ જો મારા ઉપર ગુસ્સે નહીં થાઓ તો સારૂં.

**ધરમદાસ**—લલવા, તું કાંઈ ગાંડો બાંડો થયો કે શું ? એમાં વળી ગુસ્સે શા માટે થાઉં ? તને મારો વિશ્વાસ છે કે નહીં ?

**લલવો**—સાહેબ, તે તો છે, પણ તે કામ તેવુંજ છે.

**ધરમદાસ**—ગમે તેવું કામ હોય તોપણ શું થયું ? હું કાંઈ તારી સાથે નોકર દાવો રાખતો નથી પણ મારા એક વિશ્વાસુ સલાહકાર તરીકે હું તને માનું છું. માટે જે કાંઇ કેહેવું હોય તે બેધડક કહે. તારા મનને વિષે લેશ માત્ર પણ ભય રાખીશ મા.

**લલવો**—સાહેબ, મારે કેહેવાનું તો માત્ર એટલુંજ છે કે, આપણી રૂપી બેનને તે રંડાઇ ત્યારથીજ આપણે ઘેર

રાખી મૂકિ છે તેથી લોકોમાં તેમજ ન્યાત જાતમાં તે વિષે ચકચાર ચાલે છે! માટે હવે તેને સાસરે વીદાએ કરવી જોઇએ.

**ધરમદાસ**—(ચોંકીને ગંગાને કેહે છે) લે હવે સાંભળ! હું નોતો કેહેતો કે લોકોમાં વાતો ચાલશે?! બશ હું તો હવે તારી અક્કલે કદી પણ ચાલનાર નથી! તારી સ્ત્રી જાતમાં તે કેટલી અક્કલ હોય?!!

**ગંગા**—હમારામાં જ્યારે તમારા જેવી અક્કલ ને હુશીયારી હોય ત્યારે પરમેશ્વર હમારો જન્મ સ્ત્રીમાં પણ કેમ આપે?

**ધરમદાસ**—હવે એ બધીએ માથાકુટ ઉંચી નાખ ને રૂપસુંદરીને વીદાએ કરવાની તૈયારી કર.

**લલવો**—(ધરમદાસને) જુઓ શેઠ મારા પેટમાં બળે છે તો હું કહું છું, માટે આપ કૃપા કરીને મારાપર કંઇ પણ ગુસ્સો ન લાવશો.

**ધરમદાસ**—તેં ગુસ્સે થવા જેવું કાંઇજ કીધું નથી તો પછી હું ગુસ્સો પણ શા માટે લાવીશ? હવે તું તારી મેળે ઘેર જા, ને ખાઈ કરીને વેહેલો આવ.

**લલવો**—વારૂ સાહેબ. (જાય છે)

**ગંગા**—(ધરમદાસને) લો ત્યારે હું જઇને બધીએ તૈયારી કરૂં છું ને લૂગડાં લત્તાં વીગેરે જે કાંઈ જોઇએ તે બાંધીને તૈયાર રાખું છું.

**ધરમદાસ**—હા જા, હું પણ હમણાં આવું છું. (ગંગા જાય છે)

**વિદૂષક**—ધીમે ધીમે વરરાજા ઘોડે ચઢશે ખરા! (ધરમદાસને) ચાલો ત્યારે હું પણ પધારૂં છું.

**ધરમદાસ**—અરે ઉભો તો રહે મારા ભાઇ, આમ ઉતાવળ શું કરે છે! ઘેર જઇને તે શું કામ છે?

**વિદૂષક**—કામ તો ખાસું સોના મોહોર જેવું—રોટલા ખાઇને ઓટલા ભાંગવાનું!

**ધરમદાસ**—જા ત્યારે ભાઇ.

**વિદૂષક**—ત્યારે કાંઇ બેશી રહેવાનો કે? (જાય છે)

**ધરમદાસ**—(મનમાં) જ્યારે લોકોમાં વાતો ચાલવા માંડી ત્યારે રાંડે માન્યું ને છોકરીને વિદાએ કરવાનું કબુલ કીધું! રાંડ કોઇ એવી ચંડાળણ છે કે તોબા પરમેશ્વર!! ચાલ હું પણ જાઉં ને પૈસા ટકા જોઇતા કરતા હોય તો આપું.

(જાય છે)



# પ્રવેશ ૪ થો.

## સ્થળ.

### ધરમદાસનું ઘર.

ધરમદાસ, ગંગા, લલવો ચાકર અને રૂપસુંદરી.

**ધરમદાસ**—(ગંગાને) હવે તું રૂપસુંદરીને કહે કે તે લૂગડાં પેહેરી કરીને તૈયાર થાય. કારણ કે તેને વિદાએ કરવાનો સમય આવ્યો છે ને હવે ઝાઝી વાર નથી.

**ગંગા**—હા હમણા લલવાને કહું છું કે તે રૂપસુંદરીને બોલાવી લાવે. (એમ કહી લલવાને બૂમ પાડે છે એટલે તે આવે છે તેને ગંગા કહે છે) જા તું આપણી રૂપી બેહેનને જઇને કહે કે તે તૈયાર થઇ આવે. તું પણ તેની સાથે તેના ગાંસડા પોટલા ઉંચકીને આવજે.

**લલવો**—વારૂ સાહેબ. (જાય છે)

**ધરમદાસ**—(ગંગાને) વારૂ ત્યારે એ બધું તો થયું, પણ રૂપીને વિદાએ કરતી વેળાએ કેટલા રૂપિયા આપવા છે?

**ગંગા**—(ગુસ્સામાં) તે તમે જાણો. હું રાંડ તે વાતમાં શું સમજું?

**ધરમદાસ**—હું ધારૂં છું કે પચીશ રૂપીયા આપશુ

તો બશ થશે–નહીં વારૂ ?

**ગંગા**—(ગુસ્સામાં) મેં તો મારે તમને પેહેલાથી કહ્યું છું કે હું તે વાતમાં નહીં જાણું. તમારી મરજીમાં આવે તે તમે તમારે આપો. આટલો આટલો ખરચ થાય છે તે તો હીસાબમાં નથી ને મારી છોકરીને આપવું પડે છે તેની ચોળાચોળ કરો છો ! પચીશ રૂપીયામાં તે શું થાય ? જાણો તો છો કે તે બાપડીનો વર નથી કે તેને કંઇ ખરચવાને મળશે !!

**ધરમદાસ**—તેટલા માટે તો હું તને પુછું છું કે કેટલા રૂપીયા આપીએ. તું જે કહે તે આપું. તું શું આપવા ધારે છે ?

**ગંગા**—મારી ઇચ્છા તો એવી છે કે બરોબર એકસો ને એક રૂપીઓ આપો કે દીકરી મારી ખુશી થઇને જાય.

**ધરમદાસ**—(મનમાં) રાંડને દીકરી ઉપરજ ઘણી આસ્તા છે ! એ રાંડને કંઇ ખબર છે કે પૈસો કેમ પેદા કરી શકાય છે ! પણ હશે, આટલો ખરચ ઉપડે છે ત્યાં એટલો વધારે–જ્યાં ત્યાંથી એ કંકાસણીનું મોં કાળું કરૂં કે કલેશ થતો મટે !

**ગંગા**—(ગુસ્સામાં) કેમ કંઇ ઓહોળા વિચારમાં પડ્યા છો ? તમારી મરજી એટલા રૂપિઆ આપવાની નહીં હોય

તો ચોખી ના કહોની કે થયું !

**ધરમદાસ**—મારી તો સંપૂર્ણ ખુશી છે કે રૂપીને તું કહે છે તેટલા રૂપીઆ આપવા. એ બિચારી છોકરી કયાં હરઘડી અત્રે આવવાની છે? હમણાં જશે તે• વળી પ્રભુ જાણે કે કયારે મળશે ને કયારે નહીં !

**ગંગા**—તેથીજ હું એટલા રૂપિઆ આપવા કહું છું તો.

(એટલામાં રૂપસુંદરી અને તેનો ચાકર લલવો આવે છે)

**ધરમદાસ**—લલવા, આપણી રૂપીના તમામ પોટલાં આપાણી ગાડીમાં મૂક.

**લલવો**—હાજી મુકુ છું. (એમ કહી ગાડીમાં બધાં પોટલાં મૂકે છે)

**ધરમદાસ**—પણ જોજે, બેનથી સારી રીતે બેશી શકાય એવી રીતે ગોઠવીને મૂકજે.

**લલવો**—બહુ સારૂ નામદાર.

**ધરમદાસ**—(ગંગાને) લે આ રૂપિઆ (આપે છે) તુંજ તારી મેળે રૂપીના હાથમાં મુકજે.

**ગંગા**—ઠીક (એમ કહી રૂપિયા લે છે ને રૂપસુંદરીને આપે છે તે લઇ રૂપસુંદરી ગાડીમાં બેશવા જાય છે ને બેસતાં

બેસતાં ગાય છે).

## ગરબી.

કુંવરી કુંવર મારા લાડકા—એ રાગ.

માત પિતા નામું શીશરે, કરૂં હું તો ગમંન;
મેહેર કરી માયા રાખજો, પ્રીતે રેહેજો પ્રસંન—ટેક.
પત્ર દ્વારાએ આપના, દેજો દરશન નીત;
હૃદ ધરો તાત માતજી, નક્કિ રાખું પ્રતીત—માત પિતા—૧
દુઃખાર્ત થઈ તમ પૂત્રિરે, નવ ઇચ્છું વિયોગ;
શું રે કરૂં નિરૂપાય છું, દીધો દૈવે કજોગ—માત પિતા—૨
એકલવાયા થશો તમે, તેની ચિન્તારે થાય;
ચિત્ત ચઢયું ચકડોળરે, મારો જીવ અકળાય--માત પિતા—૩
નેત્ર ભરાયાં છે નીરથી, થાએ ગદગદ કંઠ;
બળહિન ભઇ છું ભામિની, થયો અદ્રશ્ય પંથ—માત પિતા—૪
ધૃતિ ધરી વાસો આપરે, નહીં કરશો વિલાપ;
કષ્ટ મારૂં સહુ પરહરો, દેજો આશિશ આપ—માત પિતા—૫
સ્વાધિન થાઓરે ઈશને, નામો ચરણે શીશ;
કરશે પ્રભુ સુખશાન્તિરે, તે છે માહ્યા જગદીશ—માત પિતા—૬
જાતી નથી અતિ અંતરે, પાછી આવીશ કાલ;
કરો હવે અલ્પ ચિન્તયા, યાચું સુંદર વ્હાલ—માત પિતા—૭

પાય પડી હવે પરહરૂં, કરૂ અન્ત્ય પ્રણામ;
આજ્ઞા દીઓ માત તાતજી, રટો ઈશ્વિર નામ–માત પિતા–૦

**ગંગા**—(ગાય છે)

ફંગનવા મોરા કરસે સરક ગયોરે.

એ રાગ.

વ્હાલી તું મારી જાએ તજી મહીયેર હાલરે;
નહીં વળશે ચેન બેટી, તું જાએ મૂકિ છેટી—ટેક.
પુત્રિ પરધંનરે, વિદિત મને મંનરે;
તોપણ થાઊં નિરાશ, શ્યાણી તું હતી પાસ;
પૂરી પડતી સહુ આશ નાશ થતું કષ્ટરે–વ્હાલી તું–૧.
દીન કેમ જાશેરે, ભૂવન ખાવા ધાશેરે;
હું કરીશ હવે કેમ, ક્યાં મળશે પુત્રિ પ્રેમ ?;
કરશે ઈશ્વર તું જેમ તેમ થશે મારૂંરે–વ્હાલી તું–૨.
બાપુડી મારીરે, સાસુડી ભુંડી તારીરે;
માહા પાપી છે શ્વશૂર, કપટી લુચ્ચો ને ક્રૂર;
દયા નવ લેશે ઊર શૂર શત્રુ તુલ્યરે–વ્હાલી તું–૩.
ભોજાઇ પણ તેવીરે, નણંદી જમ જેવીરે;
સઉ મળિયાં છેરે બૂરા, કજીયા કંકાશે શૂરા,
છે સરવે ગુણે પૂરા ચૂરા કરશે તારારે–વ્હાલી તું–૪.

તું છે પ્રિય ભોળીરે, સાસરીયાં છે હોળીરે;
શા થશે તારા હાલ, કો કરશે તત્ર વ્હાલ ?;
હે ! ઇશ્વિર દીનદયાળ કાળ આવ્યો પૂરોરે—વ્હાલી તું—૫.
રૂપી લાડવાઇરે, મરશો શરમાઇરે;
તે માટે થજે શાણી, ભલી! તું બેટી દાની;
આચરજે શૂભ વાણી માની થતી નહીંરે—વ્હાલી તું—૬.
પતિ ગયો તારોરે, ડુબ્યો જનમારોરે;
ઘા વાગ્યો તુજને મોટો, ઝાલ્યો ઇશ્વરે ટોટો;
નિરખ્યો એસમ નવ જોટો, સોટો વાગ્યો વજરે—વ્હાલીતું ૭.
એ શીખ લહીનેરે, રેજે પીડ સહીનેરે;
તું કરતી નવ હાય, ધાર્યું ઇશ્વરનું થાય,
હવે તું થા વિદાય સાહ્ય પ્રભુ તણીરે—વ્હાલી તું—૮.

**રૂપસુંદરી**—(ગાય છે.)

## ધનાશ્રી તથા પરજ.

તારૂં ગોકુલ જોવાને આવરે, મથુરાના વાસી
એ રાગ.

માડી આપ તણો અધિષ્ઠાનરે, છોજી મુજ શીર છત્ર;
દીધી શિક્ષા તે સકલ પ્રમાણુરે, છોજી મુજ શીર છત્ર—ટેક.

જાવા ગમે નહીં સાસરેરે, પાવ ઘસે પશ્ચાત;
સ્નેહ નડ્યો નિજ અંતરેરે, મુજ ચિત્ત કરે કલપાંતરે—છોજી—૧.
હેત ભલુ માજી આપનુંરે, કૃપા અતિ અભિન્ન;
કંથ વિનાની સાસરે હું, માડી થઇશ પૂરી હું ખિન્નરે—છોજી—૨.
પત્ર પાઠવજો તાતજીરે, રાખું હું અભિલાશ;
કૂશળતાનો પત્ર મળેથી, કષ્ટ થશે સહુ નાશરે—છોજી—૩.
તેડાવજો મને પ્રેમથીરે, હું છું નિરાધાર;
નિશ્ચળ આશ્રય આપનો છે, કરૂં માતપિતા નમસ્કારરે—છોજી-૪.

**ગંગા**—(રૂપસુંદરીને છાતી સાથે દાબીને) મારી પ્રાણપ્રિય પુત્રિ! મારી લાડકી બેટી! હવે તું મારાથી વછુટી પડે છે! હવે મારા દુઃખના દાહાડા શી રીતે ગુજરશે! મારી વ્હાલી, તને નજર આગળ જોઇને મારી આંતરડી ઠરતી હતી અને મારા દિવશ મગનમાં વીતી જતા હતા! પણ હવે જ્યારે આપણ બંનેનો વિયોગ થાય છે ત્યારે મને મારા ભવિષ્યના દિવશાની અતિશય ચિંતા થાય છે!! પણ મારી રાંકડી બાળકી, તું તારે સુખેથી સાસરે જા અને ત્યાં તારા દિવશ આનંદમાં ગાળ! અરે મારી બાપુડી, છેલ્લે મારી તને એટલીજ શિખામણ છે કે, તું તારે સાસરે સર્વની સાથે નમીને વર્તજે અને તારા સાસુ સસરાના કહ્યામાં રેહેજે. વળી તું ત્યાં

પોહોંચે કે તરતજ સુખસાતાનો પત્ર તારા સસરાની પાસે લખાવજે કે હમારી ચિન્તા દૂર થાય. બેટી, હવે તું વિદાએ થા (આમ તેમ જોઇને) સુકન સારા થાય છે.

**રૂપસુંદરી**—મારા વ્હાલા માતાજી અને મારા પરમ કૃપાળુ પિતાજી, હું મારે સાસરે તો જાઊં છું, પણ મારો જીવ તમારામાં રહ્યો છે! તમે જ્યારે મને તેડાવશો ત્યારે હું તરત તમારી આજ્ઞાને મસ્તકે ચઢાવી આપના દરશને દોડી આવીશ. વારૂં માતાજી હું હવે જાઊં છું. (જાય છે.)

**ધરમદાશ અને ગંગા**—(રૂપસુંદરીની જતી વખતે) બેન તું વેહેલી આવજે અને પોહોંચે કે તુરતજ પત્ર લખાવજે.

**ગંગા**—(વિલાપ કરે છે) આહા! પ્રભુ, હવે મારી શી ગતિ થશે?! તું મારા ઉપર આવો નિર્દય કેમ થઇ ગયો?! અફસોસ! એક તરફથી મને મારી વ્હાલી બેટી રૂપસુંદરીનું કષ્ટ સાંભરી આવે છે ને બીજી તરફથી તે મારી શ્યાણી પુત્રિ વછુટી થઇ છે તેનું મને રૂદન થાય છે!! અરે! મારા પરમેશ્વર, મારા દિનદયાળુ જગતનાથ અને સર્વ સંકટ હરતા મારા સંકટ ભંજન દેવ! જો તેં મને કોઇ ભુખે મરતાંને પાલવે નાંખી હોત તોપણ સારૂં થાત! બળ્યું આ જીવતર!

ધિક છે મારા અવતારમાં !! મને સર્વ પ્રકારનું સુખ મળ્યું છે, પરંતુ એક તરફથી માહાન સંકટ આવીને પડ્યું છે ! અરે ! હવે આ દુ:ખના ધિગધિગતા અંગારા મારાથી કેમ ખમાશે ?!! ઓ મારા પરમેશ્વર !

(રડે છે.)

**ધરમદાશ**—(છાની રાખીને) મારી સમજુ પ્રિયા, તુ આ શું કરે છે ?! રૂપસુંદરીને ગયાને હજુ ઝાઝો વખત તો થયો નથી ને તેટલામાંજ તું આવી શિતળ થઇ જાય છે તો પછી વધુ દિવશ શી રીતે વિતશે ?! તું આવી શ્યાણી અને વિચારવંત થઇને આવું રૂદન કરે છે ને હિંમતહીન થાય છે તો બીજી અજ્ઞાન સ્ત્રીઓ મુઝાઇને મર્ણ પામે તેમાં શી નવાઇ ?! માટે ચાલ હવે શાંતી પકડ અને ઘરમાં જઇ કામધંધે લાગ ! સમજુ તો કયારે કે ગમે તેવું પણ કષ્ટ આવી પડે તોપાણ તે ઓળંગી જાય ત્યારે ! બશ, હવે તું છાની રેહે ને મારી આજ્ઞાને આધિન થા.

**અંબા**—મારા પ્રાણનાથ, આપ મને જે શિખામણ દો છો તે તદન માન્ય કરવા યોગ્ય છે, પરંતુ મને જ્યારે દુ:ખ યાદ આવે છે ત્યારે મારૂં હૃદય મારા હાથમાં રેહેતું નથી !

**ધરમદાસ**—તે વાત ખરી છે, પરંતુ હવે તું સર્વ કષ્ટ

વિસારી મૂક અને પરમેશ્વરનું સ્મરણ કરી ખાઇપીને આનંદ પામ. રૂપસુંદરી ગઇ છે તે વળી થોડે દિવશે પાછી આવશે.

**ગંગા**—પણ પિયુજી, રૂપીના પોહોંચ્યાનો પત્ર આવે તો મને કેહેજો.

**ધરમદાસ**—બહુ સારૂ, હવે તું ઘરમાં જા. (ગંગા જાય છે ને ધરમદાસ મનમાં બોલે છે) રૂપીની માં અત્યારથીજ જ્યારે આ પ્રમાણે કમર ભાંગીને બેઠી છે તો વળી આગળ જતાં કંઇ નવુંજુનું થશે તો પછી મારા જીવને માહા સંતાપ થશે! પણ ફીકર નહીં, હું એને દિલાશો આપીને શાંતી પમાડીશ એટલે તે કંઇ પણ શાંતી પકડશે. ચાલ હવે હું પણ ઘર જાઊં. (જાય છે.)

---

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

રત્નપૂર.

### રત્નસેન રાજાની કચેરી.

રત્નપૂરનો રાજા રત્નસેન પોતાની રાજ્યગાદી ઉપર બી-

રાજ્યો છે, સર્વ સભાસદો પણ આસપાસ ઉભા છે એવામાં વિ-
દૂષક ઠાઠ માઠ અને પૂર ભભકાબંધ ધસ્તો આવે છે.

**વિદૂષક**—( પ્રવેશ કરીને ) રાજા સાહેબ સલામ, કો-
ટવાલ સાહેબ રામ રામ, વજીર સાહેબ જેગોપાળ અને જમા-
દાર સાહેબ ગુડ મોરનીંગ—હેહેહે !

**રત્નસેન**—( મનમાં ) આ કોઇ ટોળી પુરૂષ દીશે
છે—લાવ જરા એને ખીલાવું. ( વિદૂષકને ) અલ્યા તું કોણ છે ?

**વિદૂષક**—માણસ છઉં માણસ.

**રત્નસેન**—(હસીને) એમકે ? !

**વિદૂષક**—હાસ્તો વળી—કોઇની મગદુર છે કે ના કહે ?!

**રત્નસેન**—વારૂ પણ તું શું ધંધો કરે છે ?

**વિદૂષક**—ખાવાનો, પીવાનો ને ઉંઘવાનો— (રોપમાં)
હજુ કંઇ પુછવું છે ?

**રત્નસેન**—તને કંઇ ગાયન ગાતાં આવડે છે ?

**વિદૂષક**—હા હા, આવડે છે—(મીજાજમાં) કેમ છે ?

**રત્નસેન**—કેટલાં ગાયનો આવડે છે ?

**વિદૂષક**—તમે કો એટલાં—એક, બે, ચાર, પાંચ, પ-
ચીસ ને કોહો તો ટોપલો ભરીને સુધાં.

**રત્નસેન**—ત્યારે તો તું બડો હુશીયાર નર દખાય છે.!

**વિદૂષક**—(મીજાજમાં) એકવાર નહીં પણ સાતવાર.

**રત્નસેન**—અલબત, પણ એક ગાયન તો સંભળાવ.

**વિદૂષક**—તમને એકલાને કે (હાથ કરીને) આ બધા ધોલ્લાઓને પણ ?

**રત્નસેન**—જેવી તારી ઇચ્છા.

**વિદૂષક**—(ગુસ્સામાં) ઇચ્છા કોને કોહો છે ? ઇચ્છા તો મારી અલીના દીકરાના બાપની બાઇરીનું નામ છે.

**રત્નસેન**—(હસીને) નાના, જેવી તારી મરજી.

**વિદૂષક**—એમ કોની ત્યારે. (ચાળા કરતો ગાય છે.)

**રાગ બેત,**

મારી અલી બહુ સારી છે, તેનો છે ભારી ઠાઠમાઠ !
બુદ્ધિશાળી ભાગ્યવાન છે, સોના તે કરે છે સાઠ !
ડાહીડમરીને ગરીબડી છે, હરામીના બે છે ભાગ !
હું આવો છું ફક્કડ લાલા, મારે મુખડે મૂકે આગ !
વાંસણ માંજુ પાણી ભરૂં, નિત્ય કરૂં હું ઘરનું કામ !
બેશી મારી બેઠી ખાએ, વ્હાલી થઇને દીએ ડામ !
આપણે બંદા પાકા કેવા, ગણકારૂં નહીં હું તો કાંઈ !
તોપણ તે છે બાહાદુર અચ્છી, બેશાડે છે મારી બાઇ !
પ્યારી મારે સોટી મુજને, બેશી જાઉં વાંસો ધરી !

તે જો મારે દશવીશ પાચ્ચશ, હું પણ મારૂં બે ચાર ખરી !
એવી મારી અલી ઉસ્તાદ, તેવો હું છું તેનો ધાણી !
મારૂં નામ છે વિદૂષકજી, તેનું નામ છે ખાસું મણી !

**રત્નસેન**—(અત્યાનંદમાં અને પોતાના મુખારવિંદ રૂમાલ દઇને) સાબાશ, સાબાશ, ધન્ય છે તને વિદૂષક—ઘણુંજ સુંદર ગાયન ગાયું. વાહ ! શું તારો કંઠ ને શું તારી છટા! આવું ગાયન મેં કોઇજ દિવશ સાંભળ્યું નથી !

**વિદૂષક**—પૂર્વે પુન્ય કીધાં હોય તો સાંભળો કેની ?

**રત્નસેન**—(હસીને) તું સત્ય કેહે છે !

**વિદૂષક**—ચાલો ત્યારે અમે તો હવે પધારીએ છીએ.

**રત્નસેન**—હા આવજો.

**વિદૂષક**—તેને માટે કંઈ હું બંધાતો નથી. (જાય છે)

**રત્નસેન**—(વજીરને) મારા ભલા વજીર, પેલો ગાઇ ગયો તે કોઇ અછો મશકરો ને ખેલાડી હતો.

**વજીર**—હા નામદાર.

**રત્નસેન**—વજીર, તું આજે કંઈ વિચારમાં ગુંથાયલો જણાય છે અને તારો ચેહેરો પણ કંઈક ઉદાસીમાં દિશે છે તેનું શું કારણ ? તારી તબિયત તો સુખ શાન્તિમાં છે કેની ?

**વજીર**—નામદાર છત્રપતિજી સાહેબ, મારી તબિએત

તો સુખ શાન્તિમાં છે, પરંતુ મારે આપને કંઇ અરજ ગુજારવાની છે તેના વિચારમાં હું ગુંથાયો છું.

**રત્નસેન**—શું અરજ કરવાની છે?

**વજીર**—નામદાર, આપના રાજ્યમાં હાલમાં પેલી બાળવિધવાઓનું એવું તો મોટું મંડળ વધી પડ્યું છે કે કંઇ પણ વાત કેહેવાની નહીં! આજે પ્રાતઃકાળે આપ નામદારની હજુર હાજર થવાને જેવો હું મારા ઘરમાંથી નિકળ્યો તેવીજ એક બાળવિધવા મારી દ્રષ્ટીએ પડી, જેથી મને અપસુકન થયાં અને હું મારા ઘરના ઓટલા ઉપર થોડો વાર બેઠો. થોડી વારે હું જેવો પાછો ઉઠવા જાઉં છું તેવીજ ફરીને બે ત્રણ બાળવિધવાઓના મંડળના મને અપસુકન થયા! આથી હું તો પાછો ઓટલાપર બેઠો. પરંતુ બાળવિધવાઓ ઢગલેઢોળ થઈ છે તેથી સારાં સુકનની આશાજ શું કરવી?! થોડીવાર રહીને અગાઉની માફક હું તો પાછો ઉઠવા ગયો પણ તેવારે પણ મને સારા સુકન થયાં નહીં, અને માત્ર બાળવિધવાઓનાજ અપસુકન થયાં કીધાં!! આથી મને ખાત્રિ થઇ છે કે આપ નામદારના રાજ્યમાં હાલમાં બાળવિધવાઓનો ભારી સુકાળ થયો છે! માટે નામદાર રાજાજી ધીરાજ, એ બાબત કંઇ પણ ઘટિત બંદોબસ્ત કરવો જોઇએ. અગર તેમ નહીંજ કર-

શું તો આપના નગ્રમાં તમામ મોટાં મોટાં વેપારીઓની રોજી પર પાણી ફરી વળશે અને તેને લીધે આપનું સુશોભિત નગ્ર પણ પાયમાલ જેવું થઈ જશે !

**રત્નસેન**—તેનું શું કારણ ?

**વજીર**—આપ નામદારને સારી રીતે વિદિત છે કે આપના નગ્રમાં ઘણું શેઠ સાહુકારો અને સાધારણ પંક્તિના પુરૂષો ચુડા, ચાંલ્લા, કંકુ, તારકશબનો વેપાર કરી પોતાનં ગુજરાન કરે છે. પણ જ્યારે નગ્રમાં બાળવિધવાઓ દીન પ્રતિદીન વૃદ્ધિ પામે છે ત્યારે તે તમામ વેપારીઓની રોજી ભંગ થવાનો ભય રેહે છે !

**રત્નસેન**—કેમ વારૂં ? બાળવિધવાઓ વધી પડી છે તેથી વેપારીઓને શું નુકસાન થશે ?

**વજીર**—નામદાર, તેનું કારણ એ કે, ઉપલા વેપારી લોકોનો સોદો સુવાસની સ્ત્રીઓ ખરીદે છે ને વિધવાઓ ખરીદ કરતો નથી. કારણ કે તે તમામ ચીજો સુવાસની સ્ત્રીઓના ઉપયોગમાંજ આવે છે, પણ વિધવા સ્ત્રીઓના ખપમાં આવતી નથી તેથી તેઓ ખરીદ કરતી પણ નથી. હવે જે સુવાસની સ્ત્રીઓ સોદો ખરીદે છે તે તો માત્ર જુજ રહીઓ છે ને તેને બદલે બાળવિધવાઓનું મંડળ વધી પડયું છે તેથી વેપારીઓ-

નો માલ ઉપડતો નથી ! અને વેપારી લોકોનો માલ વેચાય નહીં એટલે તેઓને પેદાશ પણ શાની થાય ?

**રત્નસેન**—મારા નિમકહલાલ વજીર, તારી વાત સત્ય છે. તારા જેવા જો બધાજ નોકરો મારા રાજ્યમાં હોય તો મારૂં રાજ્ય એક બીજી ઈંદ્રપૂરીની તુલ્ય ઝળકી નિકળે. મારા ચંચળ વજીર, તું કેહે છે તેમ એ બાબત કંઈ પણ વિચાર તો કરવોજ જોઇએ. પણ હે ભલા વજીર, એ કામમાં તારો શું વિચાર છે તે મને દરશાવ.

**વજીર**—નામદાર સાહેબ, આપના તાબેદાર સેવકનો તો એવો વિચાર છે કે જે જે બાળવિધવાઓ હોય તે તમામના પુનરલગ્ન કરવા માટે તેઓના વડીલોને ફરજ પાડવી.

**રત્નસેન**—શાણા વજીર, તારો વિચાર તો ઉત્તમ છે, પરંતુ ઉંચ જ્ઞાતિમાં પુનરલગ્નનો રીવાજ નથી તેથી પ્રજામાં કકલાણ વ્યાપિ રેહેશે, માટે તે બાબત પ્રથમથી વિચાર કરી કંઈ પણ પગલું ભરવું.

**વજીર**—હા નામદાર, આપનો એ ઉમદા ખ્યાલ પણ યથાર્થ છે અને આપ જેમ કહો છો તેમ પ્રજામાં કકલાણ ઉઠે નહીં તેને માટે આપ નામદાર જો આજ્ઞા આપો તો પ્રથમથી શહેરના તમામ જાણીતા શેઠ સાહુકારો અને જ્ઞાતિના પ્રમુખો-

ને બોલાવી તેમને સમજ પાડી પુનરલગ્ન કરવા માટે કહીએ.

**રત્નસેન**—હા વજીર, એમજ કર કે કશી તરફની ચિંતા રહે નહીં.

**વજીર**—બહુ સારૂ નામદાર ત્યારે, હું જઇને તેઓને કોઈ સારા માણસ પાસે બોલાવી મંગાવું છું.

**રત્નસેન**—હા જા, ને એ કામ તત્કાળ કર.

**વજીર**—ઘણું સારૂ નામદાર (સલામ કરીને જાય છે.)

**રત્નસેન**—(મનમાં) વજીરની અક્કલ તો ખરેજ બેહદ છે! અને એવો વજીર મને ફરી ફરીને મળવો મુસ્કેલ છે. જોઇએ હવે એ વિદ્વાન વજીર એ કામમાં કેવી ફતેહ મેળવે છે.

(જાય છે)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ.

રત્નસેન, વજીર વગેરે.

**રત્નસેન**—(બેઠાબેઠા પોતાના મનમાં વિચાર કરે છે) મારો વજીર મારા નગ્રના શેઠ સાહુકારોને આમંત્રણ કરવાનું કહીને ગયો છે ત્યારનો તે મને મળ્યોજ નથી! શું તે કંઇ

બીજી ભાંજગડમાં તો નહીં ગુંથાયો હોય? પણ લાવ એને ઘેર ભાળ કઢાવી જોઉં (એમ કહી સીપાઇને બુમ પાડે છે) સીપાઈ—

**સીપાઈ**—જી નામદાર, હાઝર હઉં.

**રત્નસેન**—તું આપણા વજીરને ત્યાં જા અને કહે કે રાજાજી સાહેબ હમણાં ને હમણાં તમને બોલાવે છે.

**સીપાઈ**—અછુ નામદાર ખુદાવંદ. (સલામ કરીને જાય છે.)

**રત્નસેન**—(મનમાં) વજીર જો ઘેર નહીં મળશે તો માહા મુશીબત પડશે, કેમકે તેણે મને જે ઉત્તમ સલાહ આપી છે તે બાબતનો વિચાર કરવાને હવે ઝાઝો વખત ગાળવો કામનો નથી. પણ મને ખાત્રિ છે કે મારો નિમકહલાલ વજીર એજ ગોઠવણમાં ગુંથાયો હશે. (એટલામાં વજીરને આવતો જોઇ) આ આવ્યો.

(વજીર છેક નજીક આવી લાગે છે એટલે તેને રાજા કહે છે.)

**રત્નસેન**—(વજીરને) કેમ વજીર, પેલી બાબતનું શું કીધું?

**વજીર**—નામદાર, તે સંબંધી સર્વ ગોઠવણ આપની

આજ્ઞા પ્રમાણે કરી છે.

**રત્નસેન**—આપણા નગ્રના શેઠીયાઓને ક્યારે બો-
લાવ્યા છે ?

**વજીર**—મેહેરબાન સાહેબ, તેઓ આવીને ક્યારનાએ
બાહાર બેઠા છે. આપ નામદાર આજ્ઞા કરો તો અત્રે બોલાવા
મંગાવું.

**રત્નસેન**—હા હા, તેમને ઝટ બોલાવો.

**વજીર**—વારૂ નામદાર–(સીપાઇને) સીપાઇ ?

**સીપાઈ**—જી સાબ.

**વજીર**—દેખો, અપને શાહેરકે સબ બડે બડે સાહુકાર
લોક બાહાર ખડે હએ ઉનોકું જાકે બોલો કે રાજા સાબ બોલાતે
હએ.

**સીપાઈ**—બોતખુબ સાબ. (જાય છે ને તેઓને બો-
લાવી લાવે છે, તેઓ આવીને રત્નસેન તેમજ વજીર વગેરેને
સલામ કરી ઉભા રહે છે)

**રત્નસેન**—(શેઠીયાઓને) જુઓ, આજે મેં તમને
અત્રે બોલાવ્યા છે તેનું કારણ એજ કે આ મારા ચંચળ અને ચતુર
વજીર કહે તે જરા શાંતપણે સાંભળો. મને અત્યંત ખુશી ઉ-
પજે છે કે, તમારા જેવા શેઠ સાહુકારો મારા નગ્રમાં વસે છે.

મેં આજે તમો સર્વને ઘણા અગત્યના કારણસર તેડયા છે—તમો સર્વ ખુરશીઓ ઉપર બેશો. (સર્વ સલામો કરીને ખુરશીપર બેશે છે.)

**રત્નસેન**—(વજીરને) પ્યારા વજીર, તું આ ભલા શેઠીઆઓને તમામ હકીગત સમજાવ. હું ધારૂ છું કે તું જે કહેશે તે એ લોકો માન્ય કરશેજ.

**શેઠીયાઓ**—(સામટા) અરે નામદાર હમે આપને તાબે છૈએ ને આપ જે હુકમ ફરમાવશો તે માથે ચઢાવવાને તૈયાર છીએ.

**રત્નસેન**—માટેજ હું માનું છું કે તમે મારી ઘણીજ રાંક અને નિમકહલાલ પ્રજા છો—હવે તમે જરા સાંભળો. (વજીરને) વજીર, તું હવે આરંભ કર.

**વજીર**—ઘણું સારૂં નામદાર. (શેઠીયાઓને) જુઓ સાહેબો, તમો સર્વ શેઠ સાહુકારોને નામદાર રાજાજી ધિરાજે આજદીને અત્રે એકઠા કીધા છે તેનું મુખ્ય કારણ એજ છે કે, વર્ત્તમાનકાળે આપણા નગ્રને વિષે બિચારી બાળવિધવાઓ ઢગલેઢોલ વધી પડી છે, અને તે એટલે સુધી કે ખુણેખાંજરે જયાં ત્યાં બાળવિધવાઓ શિવાય સુવાસની સ્રીઓ ઝાઝી જોવામાં આવતી નથી! સુવાસની સ્રીઓ તો માત્ર ગણત્રિની જો-

વામાં આવે છે ! આને લીધે નામદાર રાજાજી ધિરાજના મનમાં એક મોટી ચિંત્તા ઉત્પંન થઈ છે ! અને તે એ કે આપણા નગ્રના દરેક શેઠ સાહુકારો અને વેપારી પુરૂશો એ કારણથી વેપાર રોજગારમાં નિસ્તેજ થઈ જશે !! તમો સર્વ શેઠીઆ કેહેશો કે એથી વેપારી મંડળને શી રીતે નુકસાન થશે ? તેનું કારણ એ કે, તમો સરવે શેઠ સાહુકારો માત્ર ચુડા, ચાંલ્લા, કંકુ અને કીનારી તથા ફીતનોજ વેપાર કરો છો ને તેથી તમારૂં ગુજરાન ચલાવો છો. પણ બાળવિધવાઓની વૃદ્ધિ અને સુવાસણી સ્ત્રીઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટવાને લીધે તમારો બનાવેલો માલ ખપશે નહીં કારણ કે જે માલ તમો બનાવો છો તે તો માત્ર સુવાસની સ્ત્રીઓના ઉપ્યોગમાંજ આવે છે, પરંતુ તેણીઓ તો હવે ઘટી પડી છે, જેથી તમે તમારા વેપાર રોજગારમાં હિન થઇ જશો અને તમારા બચ્ચાં છોકરાંઓનો નિર્વાહ કરવાની વીટંબણા પડશે. મૂળમાં તો આપણું રત્નપૂર રંક સ્થિતિમાં છે ને તેમાં જો આવો આલસો લાગશે તો પુરેપુરૂં દરિદ્રાવસ્થામાં આવી પડશે. વળી તમારામાં બીજો વેપાર કરવાની બુદ્ધિ અને પૈસા સંબંધિ શકિત નથી ! માટે નામદાર રાજાજી સાહેબનો એવો વિચાર છે કે તમો સરવે જણા પોતપોતાની જ્ઞાતિમાં બાળવિધવાઓના પુનરલગ્ન કરવાનો નિયમ દાખલ કરો.

**શેઠીયાઓ**—(ગુસ્સામાં) નાનાના, તેમતો કદી પણ બનવાનુંજ નથી. એ વાત તો તમારે કરવીજ નહીં. (માંહો-માંહે) શું મારા સાહેબ એ કંઇ વાત છે?! પુનરલગ્નનું નામ મોઢામાંથી કાઢવુંજ મુસ્કેલ લાગે છે તો તે કામ થાયજ ક્યાંથી?!

**વજીર**—ભાઇઓ, તમે જરા શાંતપણે વિચાર કરીને પછી જુવાબ દો. તમે જાણો છો કે નાની નાની દશ દશ બાર બાર વરશની બિચારી અજ્ઞાન અને નિરપરાધિ બાળકિઓને જ્યારે રંડાપો આવે છે ત્યારે તેઓનું હૃદય કેવું દયામણું દિશે છે તે તો જરા યાદ કરો! વળી તેઓના પતિનો કાળ થયા પછી થોડા સમયમાં તેણીઓ માહા બુરા અને ધિક્કારવા તુલ્ય કુકર્મો કરી પોતાની જીંદગીને પાણીમાં નાંખે છે! વળી તેણી-ઓ જે માહાન કુકર્મોમાં વીંટલાઈ પડે છે તેથી તેણી અભાગ્ય-ણીઓને ગર્ભ રેહે છે, જે લજ્યાના માર્યા નાશ કરે છે—એટલે કે તેણીઓ ગર્ભપાત જેવાં માહાન અઘોર પાપની જાળમાં ફ-સાઇ પડે છે! માટે જો તમો સરવે ભાઇઓ પુનરલગ્નની યોગ્ય રૂઢી પસંદ કરો તો તે ઘણું ડાહાપણ ભરેલું ગણાશે એટલુંજ નહીં, પણ વળી તેની સાથે તે કુળવાનવહુબેટીઓ કુકર્મના ઉંડા ખાડામાં ફસાઇ પડતી બચશે ને તમને તે નિરાધારણીઓના અતિ હેત ભર્યા આશીરવાદ મળશે.

**શેઠીયાઓ**—ગમે તેમ થાઓ પણ હમારે હાથે કોઇ પણ દીવશ પુનરલગ્ન તો થવાનાજ નથી, નથી ને નથી.

**વજીર**—જુઓ, તમે છેક આકળા ન પડો અને ગંભીરાઇથી મારી વાત ધ્યાનમાં ઉતારો. તમો સરવે ગ્રહસ્થો પુનરલગ્ન કરવાની ના કહો છો, પરંતુ મને સંપૂર્ણ ખાત્રિ છે કે તમારા કળિયુગના છોકરાંઓ તો તેમ કરશેજ. માટે જો મેહેરબાની કરીને તમોજ તમારે હાથે યશ મેળવો તો કેવું સુંદર થાય ?

**શેઠીયાઓ**—(ચીરડાઇને) બશ, એ વાતજ હવે તમે કરવી બંધ કરો. તમે માથું કુટીને મરી જશો તોપણ હમે તમારી એ વાત માનનારાજ નથી. રાજા સાહેબને ગમે તો સુળીએ ચઢાવે કે ફાંશીએ લટકાવે પણ હમારી નજર આગળ કોઇ પણ દિવશ પુનરલગ્નની રૂઢી હમારી ન્યાતોમાં દાખલ કરવા દેવાના નહીં, નહીં ને નહીંજ.

**વજીર**—(રત્નસેનને) નામદાર રાજાજી સાહેબ, આ લોકો તો બીલકુલ માનતા નથી !

**રત્નસેન**—વજીર, તું ફીકર ન કર અને હવે એમને સમજાવવાનું માંડી વાળ. કેમકે એ લોકો હાલમાં હઠે ભરાયા છે તેથી માનવાના નથી—જ્યારે ઠોકર વાગશે ત્યારે એની મેળે

ઠેકાણે આવશે.

**વજીર**—મેહેરબાન સાહેબ, મેં એમને સમજાવવામાં તો કંઈજ બાકી રાખી નથી, પરંતુ ભેંસની આગળ ભાગવત વાંચવા જેવું બન્યું છે !

**રત્નસેન**—ફીકર નહીં, હાલ તો તું એમને રજા આપીને વિદાયે કર.

**વજીર**—ઘણું સારૂં નામદાર (શેઠીયાઓને) તમે હમારૂં કહ્યું નથી માનતા તો હવે તમને રજા છે.

**શેઠીયાઓ**—બહુ સારૂ મેહેરબાન.

(સલામોકરીને જાય છે.)

**રત્નસેન**—(વજીરને) હે ! ચંચળ વજીર, આપણી પ્રજા ગાંડી કેહેવાય છે તે કંઇ પણ ખોટું નથી.

**વજીર**—હા નામદાર સત્ય છે. આપે જોયું કે મેં એ લોકોને ઘણા અસરકારક વચનો કહ્યાં, પરંતુ એ ગાંડા લોકો કંઇજ પીગળ્યા નહીં ! નામદાર, હું ધારૂં છું કે જ્યારે એઓ માંના એકને પણ ઠોકર વાગશે ત્યારે પસ્તાશે.

**રત્નસેન**—બરાબર છે મારા શ્યાણા વજીર. ચાલ હવે મારો ભોજનનો સમય થયો છે, માટે કચેરી બરખાસ્ત કરો.

**વજીર**—હાજી નામદાર. (બધાએ જાય છે.)



# પ્રવેશ ૩ જો.

## સ્થળ.

### રૂપસુંદરીનું સાસરૂં.

### પરમાનંદ અને ઇચ્છા.

રૂપસુંદરીનો સસરો પરમાનંદ અને તેણીની સાસુ ઈચ્છા બેઠાં બેઠાં ઘર સંબંધી વાતો કરે છે એટલામાં રૂપસુંદરી પોતાને પીયેરથી ગાંસડા પોટલાં લઈને આવે છે.

**પરમાનંદ**—(ઇચ્છાને) અરે ! રૂપસુંદરી આવીને શું !

**ઈચ્છા**—(રૂપસુંદરીને) રૂપસુંદરી તું ઓચિંતિ ક્યાંથી આવી ! હમને કાગળ પણ ન લખાવ્યો ? !

**રૂપસુંદરી**—સાસુજી, એકદમ આવવાનું ઠર્યું તેથી કાગળ લખી શકાયો નહીં.

**ઈચ્છા**—તેમાંજ–વારૂં પણ તારા માત પિતા સર્વ ક્ષેમ કુશળ તો છે ?

**રૂપસુંદરી**—હા સાસુજી, બધાં ક્ષેમ કુશળ છે અને તમને તથા સસરાજીને બોલાવ્યાં છે.

**ઇચ્છા અને પરમાનંદ**—બહુ સારૂં, વારૂં તું આવી તો સારૂં થયું.

**રૂપસુંદરી**—ક્યારનું એ આવું આવું કરતીતી પણ નીકળાય ત્યારે કેની ?

**ઇચ્છા**—હાસ્તો વળી.

**પરમાનંદ**—(ઇચ્છાને) હવે એને ઘરમાં લઇ જા ને ભુખીતરશી હશે તે જરા ખવાડ પીવાડ.

**ઇચ્છા**—હા, આ ઉઠી. (રૂપસુંદરીને) ચાલ ઘરમાં ચાલ ને નાહી ધોઇને જરા ખાઇ લે.

**રૂપસુંદરી**—હા ચાલો સાસુજી. (બંને જાય છે ને થોડીવારે પરમાનંદ પણ જાય છે)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ.

રૂપસુંદરી, પરમાનંદ, ઇચ્છા અને રૂપસુંદરીની

નણંદ જડાવ.

રૂપસુંદરીનો સસરો પરમાનંદ અને તેણીની સાસુ ઇચ્છા બેઠાં છે એવામાં રૂપસુંદરી આવીને કેહે છે.

**રૂપસુંદરી**—(પ્રવેશ કરીને) જુઓ, મોહોટીબાઇ મને ગમેતેમ બોલે છે ને મારા પીયરીયાંઓને નકામી નકામી ગા-

બો ભાંડે છે.

**ઇચ્છા**—(મિજાજમાં) તો, મારી દીકરી કોઇને પણ નકામી ગાળો દ એવી નથી તો. તેં તેને પેહેલાથી કંઇપણ અટકચાળું કીધું હશે તેથી તેણે જરા તને કહ્યું હશે.

**રૂપસુંદરી**—જો હું જરા પણ બોલી હોઉં તો હું બોલતીજ મરૂં. હું રાંડ જરા પણ બોલતી કે ચાલતી નથી ને મને, નકામી વગોવો છો.

**ઇચ્છા**—ત્યારે, તું બહુ ડાહી છે તે મારી જાણેલી છે-જેવી તારી મા રાંડ હરામી છે તેવી તું તેની દીકરી હરામી છે.

**રૂપસુંદરી**—જુઓ સાસુજી, હું તમને ચોખ્ખું કહું છું કે તમે મારી માને નકામી ગાળો દેશો નહીં, નહીં તો મારે ને તમારે લડાઇ થશે. તમે કંઇ તેનું પુરૂં કરવા જતા નથી કે તે તમારા કંઇ દબેલા નથી.

**પરમાનંદ**—બેશબેશ રાંડ કમજાત, તારી જાત બતાવે છે કે ? નાને મોંઢે મોટાં બોલ બોલતાં કંઈ શરમ નથી આવતી ? તારી સાસુને તું બરાબર, કેમ ?

**રૂપસુંદરી**—ત્યારે એ મારી માને શું કરવા ભાંડે છે?

**પરમાનંદ**—ચુપ રાંડ સંખણી; જરા નાનામોટાંનો ભાર તો રાખ, છેક શું બેહેકી જાય છે ?!

**જડાવ**—(ઓરડામાંથી આવીને) પિતાજી, તમે એ વાહાલામુઇ ડાકણીને બોલાવશો નહીં; એ રાંડ વેશીયાને ડાભી કરી મુકો. તમે એને પોહોંચવાના નથી.

**રૂપસુંદરી**—(જડાવને) જુઓ મોહોટીબાઇ હું તમારૂં નામ દેતી નથી હો ! તમે મને બોલાવશો નહીં.

**પરમાનંદ**—(જડાવને) બેટા, તું બોલીશ માં. એ રાંડ તો નરી જમ જેવી છે. એને બોલાવીને તું ક્યાં રેહેશે ?

**રૂપસુંદરી**—(રડતી રડતી) હું જેવી છું તેવી ખરી. તમારી દીકરી બહુ ડાહી છે તે મને ખબર છે. હું જાણું છું તો કે તમે બધાં મળીને મને જંપવા દેવાના નથી–લો હું મારે અહીંથી જાઉં કે પંચાતી મટે. (જાય છે)

**પરમાનંદ**—ચાલ નિકળ અહીંથી.

**ઈચ્છા**—(પરમાનંદને) હું કેહેતી નોતી કે તમે એ રાંડને બહુ ચઢાવો છો તે તમારે માથેજ છાંણા થાપશે ! લો હવે ચાખો સ્વાદ ! હું રાંડ જ્યારે બોલું ત્યારે કેહેશો કે તને તો વહુની અદેખાઇ આવે છે !

**જડાવ**—માતાજી, હવે તમે છાના રહો ને ઘરમાં જાઓ. ચાલો ઉઠો. (જાય છે.)

**પરમાનંદ**—(મનમાં) અરે પ્રભુ ! આવી કંકાસણીને

હજી તો જનમ સુધી પાળવી છે તે કેમ કરીને પળાશે ? ! એ રાંડ અભાગણી વહુને લીધે મારી, મારી પ્યારી સ્ત્રી અને મારી નમ્ર પુત્રિ પણ વગોવાશે ! તેઓ એને ગમે તેટલી રાજી રાખવાનું કરશે તોપણ લોકો તો માનશે કે સાસુ, સસરો અને નાણંદ મળીને બિચારી વહુને પજવે છે ને દુઃખ દે છે. એ પ્રમાણે લોકો તો ભાંડશે ! હવે તો જે થાય તે ખરૂં ! જેવી ઇશ્વરેચ્છા ! ચાલ હવે ઘરમાં જાઉં.

(જાય છે)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ.

રૂપસુંદરીનો શયન કરવાનો ઊપલો ઓરડો.

રૂપસુંદરી અને હીરાલાલ ફોજદાર.

**રૂપસુંદરી**—(પોતાના ઓરડાની બારી આગળ બેશીને વિલાપ કરે છે)ઓ મારા કૃપાનિધી પરમેશ્વર ! હે ! દિન દયાળુ જગતનાથ ! તેં મને આ દુઃખના માહાસાગરમાં કયાંથી ઝોકાવી !! હવે હું કેમ કરીશ ?! મારી હરામી સાસુ અને મારો પરાધિન સસરો મારી સાથે એક ક્રૂર, પાપી અને ખાટકી

માણસની તુલ્ય વર્તે છે !! મારી નણંદ પણ રાંડ મારી પુંઠ ખાઇપીને મંડેલી છે, અને મારાપર જુલમ ગુજરાવેછે ! ! અરે ! મારી વ્હાલી માતા ! મારી પ્યારી જનેતા ! આવા કષ્ટને સમયે તું મને સાંભરી આવે છે ! આવેવખતે તારો પ્યાર મને વિસરતો નથી !! એક તરફથી પતિ વિયોગનું સંકટ અને બીજી તરફથી સાસુ, સસરા અને નણંદનો જુલમી દાર મારા અંતરમાં એક તિક્ષ્ણ ભાલા તુલ્ય ભોકાય છે ! અરે ! મારા પ્રાણનાથ પિયુજી ! તમારા વિયોગથી હવે તો મને લેશ પણ ગમતું નથી ! હવે તો મને એમ થાય છે કે હું કોઇ પર પુરૂષની સાથે નિકળી જાઉં ને મોજ મારૂં ! ખરેજ ! એ વિના હવે બીજો ઉપાય નથી ! (રડે છે ને ગાય છે)

## ગરબી.

મારારે સ્વામી બોલોની વ્હાલા—એ રાગ.

ગયો મારો કંથ પરમ પ્યારો— ટેક.

પતિ વણ પીડ પડે ભારી,
દિસે રેના દ્રષ્ટિએ ભયકારી,
થઇ હું તો છેક અબળ નારી. ગયો—૧.
નણંદ ભૂંડી મેહેણાં અતી મારે,
વદ વેણુ કુત્સિત તે ભારે,

આચ્છાદન શ્વશ્રૂ કરે તારે. ગયો—૨.
શ્વશૂર મુવો નપૂંશક જેવો,
નથી નર જગમાં કોઈ એવો,
એ સંગે જનમારો લેવો. ગયો—૩.
મળી ત્રણ સંગ રચે અપદેશ,
ધરે તે કુંભાડીઓ દારૂણ વેશ,
પડ્યું મારૂં મહીયેર હાય પ્રદેશ. ગયો—૪.
મુવા પાપી નૃશંસ સાસરીયાં,
કૃપાળુએ પાષાણના ઘડીયાં,
ગયો પિયુ ભૂંડા એ ના મરીયાં ગયો—૫.
નણંદ રાંડ વેશ્યા થઇ મ્હાલે,
ધરાપર લટકંતી હાલે,
મુઈ મને મિથ્યારે બાળે. ગયો—૬.
અરે પ્રભુ થાય મને આક્રંદ,
દિશો નિશા કંથ વિનારે પ્રચંડ,
જુવાનીનું નૂર પડી ગયું મંદ. ગયો—૭.
ત્રયોદશ કેરી થઇ મુજ વય,
પતિ પ્યાર પામ્યો અરેરરે લય,
હવે કર દેહ તું ઇશ્વર ક્ષય. ગયો—૮.

બળ્યું ઘરબાર બળ્યો સંસાર.
પ્રભુ મને દાખવ દિવ્ય દ્વાર,
ભઇ હું તો ભામિની નિરાધાર. ગયો—૯.
પડી કૂપ માંહી કરૂં આપઘાત,
પતિવણ કેમ રહું એક રાત,
જુડાં સગાં સંબંધી માત ને તાત. ગયો—૧૦.

ગાઇ રહે છે એટલામાં તરતજ હીરાલાલ ફોજદાર, જે ગુપ્ત રીતે એક ખુણામા ઉભો ઉભો રૂપસુંદરીનું રૂદન સુણતો હતો તે એકદમ રૂપસુંદરીની દ્રષ્ટી પડે તેમ આવીને ઉભો રહે છે અને બોલે છે.)

**હીરાલાલ**—હે ! યુવાન સ્રી તારૂં નામ શું છે ને તું આવડું બધું રૂદન કરીને તારા કોમળ હૃદયને શા માટે ચચણાવે છે ?

**રૂપસુંદરી**—મારૂં નામ રૂપસુંદરી છે. મારો પરમપ્યારો પતિ મને પૃથ્વિ ઉપર નિરાધાર સ્થિતિમાં રવડતી મુકીને સ્વર્ગે પરહર્યો છે. (રડે છે)

**હીરાલાલ**—ભલી ભામિનિ, તું રડીશ મા. તારો પતિ ગત થયો તે કંઇ પુનઃ પૃથ્વિ ઉપર તને દરશન દેનાર નથી, માટે તું જે કલ્પાંત કરે છે તે મિથ્યા છે, એમ નિશ્ચ-

યપૂર્વક માનજે.

**રૂપસુંદરી**—તે તો મને સારી પેઠે વિદિત છે, પરંતુ મને માહા કુભાંડી સાસરીયાં મળ્યાં છે, જેઓ મને એક ક્ષણ માત્ર પણ નચિંત બેસવા દેતા નથી ! અરે પ્રભુ ! મારાં પાપી અને નિર્દય સાસુ સસરાની કુદૃષ્ટી તળે મારો જન્મારો શી રીતે વિતશે ? (રડે છે)

**હીરાલાલ**—અરે ! કાન્તિવાન રૂપસુંદરી, તને નિરખીને મારા અંતઃકરણપર દયા ઉપજે છે અને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે મારા જેવો તિરાહિત પુરૂષ તુજ સમ ભામિનિને ભાળીને દયાથી પીગળી જાય છે તો તારાં સાસરીયાંને એ અસર નહીં થતી હોય ? !

**રૂપસુંદરી**—જો તેઓનાં હૃદય તમ સરખાં દયાળુ અને નમ્ર હોત તો તેઓ મારા દુઃખના સાથી થાતજ. પણ તેઓનાં હૃદય એવાં તો વજ્ર છે કે તેઓ મને દુઃખમાં ડુબેલી જોઇને આનંદ પામે છે !

**હીરાલાલ**—અરે ! તેઓનાં અંતઃકરણ શું એવા પાશાણ સરીખાં છે ? ! !

**રૂપસુંદરી**—એમાં કંઇજ ખોટું નથી. (રડે છે)

**હીરાલાલ**—ત્યારે તો તને શોક થાય અને નીરખી

નેત્રો ભરપૂર થાય તેમાં કંઇ શક નથી. પણ હે ભલી સ્ત્રી જ્યારે તારા સાસરીયાં જમ જેવાં છે ત્યારે તો તું તેઓથી વિખુટી પડ અને તારે પીયેર જઇને રેહે.

**રૂપસુંદરી**—પીયેરથી તો હું વિચિત્ર યુક્તિઓ રચીને આ સ્થળે આવીને વસી છું, અને હવે જો હું પાછી ત્યાં જ જાઉં તો મારૂં અંતઃકરણ વધારે શોકમાં પડે તેમ છે, માટે ત્યાં તો જઇ રેહેવાનો મારી તદન ખુશી નથી.

**હીરાલાલ**—ત્યારે તારી શી ઇચ્છા છે ?

**રૂપસુંદરી**—મારી ઇચ્છા તો એવી છે કે તમારા જેવા કોઈ કુલીન નરની સાથે પુનરલગ્ન કરવું કે મારી યુવાવસ્થા સફળ થાય.

**હીરાલાલ**—જો તારી ઇચ્છા મારી સાથે પુનરલગ્ન કરવાની છે તો ઠીક છે, પરંતુ હાલતો તું મારી સાથે ચાલ, થોડા દિવશ વિત્યા બાદ તારી ઇચ્છા હું સફળ કરીશ.

**રૂપસુંદરી**—હા, લો ચાલો, હું આવવાને તત્પર છું, પરંતુ તમે મને જીંદગી પરિયંત પાળવાને વચન આપો તું હું આવું.

**હીરાલાલ**—તે વાતે તારે બીલકુલ ચિન્તા કરવી નહીં. હું મારા જીવ જેવો જાળવું છું તેમજ તને જાળવીશ, માટે

ચાલ હવે તું નીચે ઉતારવાની યુક્તિ કર કે આપણે આપણા વિચારમાં ફતેહ પામીએ.

**રૂપસુંદરી**—(થોડો સમય વિચાર કરીને) શી રીતે નીચે ઉતરવું તે મને સુઝતું નથી.

**હીરાલાલ**—જો હું કહું તેમ કર–તારી પાસે એક દોરડું હોય તો તે આ બારીના એક ડાંગવાને બાંધ અને તે દોરડાંની મદદ વડે ધીમે ધીમે તું ઉતર. હું નીચે ઉભો છું તેથી તને તપાશીને ઝીલી લઇશ.

**રૂપસુંદરી**—હા હા, એ ઠીક યુક્તિ શોધી કાહાડી. દોરડું તો મારા ઓરડામાંજ છે. (એમ કહી દોરડું લઇને બારીના ડાંગવા સાથે બાંધે છે ને પછી નીચે ઉતરે છે ને પૃથ્વિથી થોડે અંતરે આવે છે એટલે હીરાલાલ તેને હાથમાં લઈ નીચે મુકે છે)

**હીરાલાલ**—ચાલ હવે તત્કાળ નગ્રની બહાર નીકળી જઇએ, નહીંતો પ્રભાત થશે તો આપણી સર્વ બાજી ભંગ થશે.

**રૂપસુંદરી**—હા, લો ચાલો. (જતાં જતાં ગાય છે.)

## લલિત છંદ.

અરર ઈશરે, હાલ શા થયા; દુખ બહૂ પડ્યું, લાવની દયા.

નગર છોડીને, હૂં જતિ રહૂ; અરર શામરે, પીડ શિ કહૂ.
પતિ ગએ થકો, સૂખરે નથી; નિધન આપની, માંગુ મૂખથી.
નણંદ છે ભુંડી, સાસુ છે કુડી; ડરી નહીં જરા, દુઃખમાં બુડી.
કપટ સાસુએ, ખૂમરે કિધાં; પ્રભુ થકી નહીં, કોયરે બિધાં.
અભાણ સાસરો, અંધરે થયો; દુખ ઘણું દિધું, રે પતી ગયો.
અબળ જાતિછું, રાંક હૂં ઘણી; પિયુ વિના અરે, ઘેલિ હૂં બની.
નશિબ મારૂરે, ફૂટિયૂં ખરે; ભર જુવાનિએ, દુઃખ હાયરે.
રતનપૂરરે, શી ગતી થશે; વિપિત ભોગવી, પ્રાણરે જશે.
મળિશ હૂં નહીં, રે કદી તને; અરર હાયરે, શું થશે વને.
ખબર રાખજે, સાથિ મોહેરા; જઇશુ જ્યાંઇરે, માગ દે ઘરા.
સરવ ચીજરે, લાવી આપજે; દુખ પિયુ વિના, તૂંજ કાપજે.
તરસ ને ક્ષુધા, લાગશે વળી; પ્રિય તું સાથિડા, હૂં છઊં ભલી.
મદદગારરે, હે દયાળરે; ફિકર છે તને, દેવ હાલરે.
શરણ તાહેરે, ઇશ છૂં સહી, જરૂર જાણજે, જૂઠરે નહીં.
પ્રભુ તું રાખજે, સાથિને સુખી; કરીશ ન કદી, એહને દુખી.
તારીજ તો મને, આશ છે સદા; અબળ જાતિની, ટાળ આપદા"
પ્રથમનો પતી, રે તજી ગયો; તુજ વિના નહીં, કોઇરે રહ્યો.
ગરિબ રંક હું, પતિને માનરે; વિનતિ છે ખરી, પાળ જાનરે.
જકતનાથને, મેં બહૂ ભજ્યા, જનમવા પછી, મેં નહીં તજ્યાં

તદપિ દુઃખરે, આવિને પડ્યૂં; અરર માતરે, તે બહૂં નડ્યૂં.

**હીરાલાલ**—(રૂપસુંદરીને) હવે રડે છે શા માટે ? તું તારે મારી સંગે ચાલ. હું તને મારી પત્નિ તુલ્ય પાળીશ ને તને સદા રાજી રાખીશ. તું તારા અંતઃકરણમાં અણું માત્ર પણ ચિન્તા કરીશ માં. ચાલ હવે આપણે માર્ગે પડીએ.

(એમ કહીને રૂપસુંદરીનો હસ્ત પકડીને લઇ જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ.

રૂપસુંદરીનું સાસરૂં.

પરમાનંદ, ઇચ્છા અને જડાવ.

પરમાનંદ અને ઇચ્છા બેઠાં બેઠાં વાતો કરે છે એટલામાં જડાવ આવે છે.

**જડાવ**—(પોતાના માબાપ સનમુખ નિહાળીને) આજ હજુ સુધી ભાભી કેમ ઉઠી નથી વારૂ ?

**ઇચ્છા**—કોણ જાણે ? કંઇ વળી રીસડો ચઢયો હશે.

**પરમાનંદ**—(ઇચ્છાને) શાનો રીસડો ચઢયો હશે ? જા તું ઉઠ અને તેના ઓરડામાં જો કે તે સુતી છે કે બેઠી છે ?

**ઇચ્છા**—મારી તો દઇ રાતે પણ ન જુએ–તમને વહુ ઘણી વાહાલી હોય તો તમે જાઓ.

**પરમાનંદ**—ચાલ તું નહીં જાય તો રહ્યું, મારી જડાવ જશે. (જડાવને)જા તો દીકરા, જરા રૂપસુંદરીને જો તો કે તે અત્યાર સુધી શું કરે છે?

**જડાવ**—હા પિતાજી જાઉં છું. (જાય છે.)

**પરમાનંદ**—(ઇચ્છાને) હવેથી તું તારીમેળે વહુને કઇપણ કેહેતી કાહાવતી નહીં એટલે થયું.

**ઇચ્છા**—(મીજાજમાં) હું કંઈ બોલી છું? કેહેવત છે કેની કે હલકું નામ હાલીનું! હું રાંડ કંઇ પણ બોલું નહીં તો પણ કેહેશે કે તું કંઇ બોલી! ભોગ છે મારા કરમના પણ!!

(એટલામાં જડાવ આવે છે)

**જડાવ**—પિતાજી, ભાભી તો કંઇ તેના ઓરડામાં જણાતી નથી!

**પરમાનંદ**—(ચમકીને) નથી તો કયાં જાય? તું કંઇ ઉપર ઉપરથી જોઇ આવી હશે.

**જડાવ**—નારે પિતાજી, મેં બરાબર તપાશીને જોયું છે. ગમે તો તમે જાતે જોઈ આવો.

**પરમાનંદ**—લાવ હું જાતે જોઉં. (જોવા જાય છે, પ-

રંતુ રૂપસુંદરી તો તેના ઓરડામાં જણાઈ નહીં તેથી પછો હાંફલોફાંફલો થઇને આવે છે.) અરે ! વહુ ક્યાં ગઇ ?! કંઈ કૂવામાં તો પડી નથી ?!

**ઇચ્છા**—હાય હાય ! જાઓ જાઓ જુઓ. (પરમાનંદ કૂવામાં જોય છે પણ કંઈ જણાતું નથી.)

**પરમાનંદ**—કૂવામાં તો કંઇ પણ નથી ! જરૂર એ રીસની મારી ચીઢવાઇને કંઇ જતી રહી હશે. રામ રામ ! (છેક ઉદાસ થઇ જાય છે.)

**ઇચ્છા**—તમે જરા તપાશ તો કરો કે કેમ થયું ? જો જતી રહી હશે તો મારે માથે તો ગામગાળ આવશે ! (એટલે પરમાનંદ પાછો રૂપસુંદરીના સયન કરવાના ઓરડામાં જાય છે અને જુએ છે તો બધાં પેટીપેટારા વગેરે ઉઘાડા જણાયાં અને તેમાંના દાગીના માલમ પડયા નહીં તેથી પરમાનંદ વધારે ગાભરો થયો.)

**પરમાનંદ**—(ઇચ્છાને) રૂપસુંદરી નાહાશી ગઈ હશે તો ધૂળ નાંખી, પણ તે તો બધા દાગીના સુદ્ધાં સાથે લઇ ગએલી જણાય છે ! તેના ઓરડામાંના સર્વ પેટી પેટારા ઉઘાડા પડેલાં છે અને તેમાં એક પણ દાગીનો જણાતો નથી !

**ઇચ્છા**—(રડીને) ભોગ મારા કરમના ! હવે એવા

દાગીના મને ક્યાંથી મળશે ? અરે રામ રામ! હું તમને રોજ કેહેતીતી કે વહુને ઘરેણાંનો દાબડો નહીં સોંપો, પણ મારૂં તો ગણકાર્યુંજ નહીં ! હવે મારી શી વલે થશે ! (ખૂબ રડેછે)

**પરમાનંદ**—તું રડ નહીં, હું રાજાની પાસે જાઉં છું ને આ સઘળી હકીકત જાહેર કરૂં છું. રાજા સાહેબ એ બાબતની તાબડતોબ તપાશ કરાવશે.

**ઈચ્છા**—હા હા, તમે એ કામ પેહેલા કરો. હવે વાર નહીં લગાડો.

**પરમાનંદ**—લે આ ચાલ્યો. (એમ કહીને પાઘડી લૂગડાં પેહેરીને રાજાને ત્યાં ફરીયાદ જાય છે.)

**ઈચ્છા**—(મનમાં) હે પરમેશ્વર ! હે અંબા માતા ! તમે જો મારૂં ઘરેણું પાછું મેળવી આપશો તો હું તમને ઘીનો દીવો કરીશ. અરે મારા સંકટ ભંજન દેવ ! કૃપા કરીને તમે મારાં ઘરેણાંનો પત્તો લાગે તેવું કરો. હું તમને જીવીશ ત્યાં સુધી શનીવારે ને શનીવારે તેલ ચઢાવીશ. મારા પિયુજી રાજાની કચેરીમાં ફરીયાદ કરવા તો ગયા છે, પરંતુ તેમાં તમે સાહ્ય થશો તોજ મારૂં નશીબ ઉઘડશે ને મારૂં ઘરેણું મને મળી શકશે. મારે કમનશીબે મારો પ્યારો પુત્ર મરણ પામ્યો અને મારે આવું દુઃખ નિહાળવાનો સમય

આવ્યો ! વળી અધૂરામાં પુરી વહુ રાંડ નઠારી નીવડી ને તે રાંડે મને રવડાવી ! અરે ભગવાન, હવે તો તું કરે તે ખરૂં !
(રડે છે)

**જડાવ**—માતાજી તમે રડો નહીં, હમણા પિતાજી આવશે એટલે જાણશે. ચાલો ઉઠો આપણે ઘરમાં જઇએ.

**ઇચ્છા**—હા દીકરી ચાલ આવી. (જાય છે)

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ.

### રાજા રત્નસેનની કચેરી.

રત્નસેન, વજીર, વિદૂષક વગેરે.

**રત્નસેન**—(વજીરને) કેમ વજીર, આપણા રાજ્યની શી ખબર છે ?

**વજીર**--નામદાર વર્તમાનકાળે તો સર્વ દિશાએ સુખ શાન્તિ વર્ત્તે છે.

**રત્નસેન**—એ સાંભળી મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે. હું મારી પ્રજાને સુખી સાંભળી સુખીઓ થાઉં છું.

**વિદૂષક**—અરે રાજાજી સાહેબ, મારી વાત માનો તો

સુખીયાએ ના થાઓ અને દુખિયાએ ના થાઓ. આપના રાજ્યમાં એવું તો અંધેર ચાલે છે કે ધોળે દિવશે પણ ખુનો થાય છે, છતાં તેની દાદ ફરીયાદ મળતી નથી !

**રત્નસેન**—(ચોંકીને) હેં ! તું શું કેહે છે ?

**વિદૂષક**—શું તે એજ, મારા મેહેરબાનઃ—

## બેત.

રત્નપૂરમાં ફરવા નિકળ્યો, મળિયો ઉંદર એક !
પાછળથી એક બિલ્લિ આવી, માર્યો તેને છેક !
ભોં ભોં કરતો કૂત્તો આવ્યો, છલંગ ભરી તે વાર !
બિલ્લિની ગરદન પકડીને, કીધી તેને ઠાર !
ખૂનો આવાં થયાં પૂરમાં, વળિયું છે ઘુમરાણ !
દાદ નથી તેની કોઈ લેતું, આ શી છે મોહોકાણ !
તપાશ કરાવો ઝટપટ તેની, ક્યાંથી થયાં ખૂન !
રૈયત આવું અંધેર ભાળી, થઇ ગઇ છે સૂનમૂન !
ફરમાવો સઉ ગુલામને કે, ખોળ કરે તે કાંઇ !
પકડીને દો ફાંસી તેમને, હું જાઊં હરખાઈ!
તપાશ નથી કોઈ લેતું પૂરની, વજીર બેઠો ખાય !
ધોળે દાહાડે ખૂનો આવાં, શી રીતે થઇ જાય !

**રત્નસેન**—(અત્યાનંદમાં) શાબાશ શાબાશ, વિદૂષક

તેં પણ ખરેખરી વાત કહી ! હું તારી વાતને માન્ય કરૂં છું !! (હસે છે)

**વિદૂષક**—(મિજાજમાં) કંઈ ખોટું ખોટું થોડુંજ છે ! બંદા તો જે ખરૂં હોય તેજ કહે.

**રત્નસેન**—(હાસ્યમાં) વિદૂષક, તું જે કેહે છે તે માત્ર હુંજ માન્ય કરૂં છું એટલુંજ નહીં, પરંતુ અમારા સર્વ કામદારો પણ માન્ય કરે છે !

**વિદૂષક**—માને નહીં તો જાય ક્યાં ? ! (એટલામાં પરમાનંદ હાંફલોફાંફલો થઇને પ્રવેશ કરે છે)

**પરમાનંદ**—સાહેબ, મારે એક અરજ કરવાની છે.

**રત્નસેન**—બોલો શું છે ?

**પરમાનંદ**—(ધ્રુજતો ધ્રુજતો) સાહેબ—(રૂડે છે)

**રત્નસેન**—રડો છો શું કરવાને ? તમારે જે કેહેવું હોય તે જાહેર કરો.

**પરમાનંદ**—મારા પુત્રની સ્ત્રી નામે રૂપસુંદરી મારા ઘરમાંનું તમામ જરજરીયાન લઇને કોઇ સ્થળે નાહાશી ગઇ છે, જેનો અદ્યાપિ સુધી કશો પત્તો લાગ્યો નથી, માટે આપ નામદાર કૃપા કરીને એની તપાશ કરાવો તો હું રંક માણસ કચડાતો બચું.

**રત્નસેન**—તે સ્ત્રી કેટલાં વરશની હતી ?

**પરમાનંદ**—તેર વર્ષની હતી સાહેબ.

**રત્નસેન**—શા કારણથી એ નાહાશી ગઇ ?

**પરમાનંદ**—નામદાર, કંઇજ કારણ નથી.

**રત્નસેન**—તમારા છોકરાની સાથે તેણીને કંઇ લડાઇ હતી અથવા તો કંઇ અણબનાવ ચાલતો હતો ?

**પરમાનંદ**—મારો છોકરો તો મરણ પામ્યો છે એટલે એમ તો બનેજ ક્યાંથી ?

**રત્નસેન**—ત્યારે તો તેણી બાળવિધવા હતી, કેમ ?

**પરમાનંદ**—હાજી.

**રત્નસેન**—ઠીક ત્યારે, જાઓ તમારી ફરીયાદ સાંભળવામાં નહીં આવે.

**પરમાનંદ**—એમ કેમ સાહેબ ? (રડે છે ને ગગળી પડે છે)

**રત્નસેન**—જૂઓ થોડા દિવશ ઉપર શેહેરના તમામ નાના મોટા શેઠીઆઓને બોલાવી મંગાવ્યા અને મારી વતી તેઓને આ મારા શ્યાણા વજીરે સારી રીતે સમજ પાડીને કહ્યું હતું કે, તમે યૂવાન બાળકીઓને પુનઃ પરણાવો, પરંતુ તે ક્ષણે મારા વજીરની વાત કોઇએ પણ લક્ષમાં લીધી નહીં

અને વિચાર્યા વિના નકામી હોહા કરીને ચાલ્યા ગયા ! જે-માંના તમે પણ એક છો. મારા વજીરે એટલે સુધી કહ્યું હતું કે, જુઓ તમે માનો, નહીં તો પસ્તાશો. પણ એ સર્વ ફોકટ ગયું અને જંગલીપણું વાપરી ચાલ્યા ગયા ! માટે એ બા-બત હવે તમે તમારૂં ભોગવી લો ! એ કામમાં હું કોઇ પણ રીતે સાહ્ય થવાનો નથી.

**પરમાનંદ**—(રડીને) અરે નામદાર, મારી ભૂલ થઈ; મને માફી બક્ષો.

**રત્નસેન**—નહીં નહીં, એ બાબત હું કંઇ સાંભળવા નોજ નથી.

**પરમાનંદ**—સાહેબ, રૂપસુંદરી ગઇ તેનું તો મને કંઇ પણ લાગતું નથી, પણ મારૂં તમામ જેવર લઇ ગઇ તે-નું મને ઘણું દુઃખ થાય છે. હવે એવું જેવર મને ક્યાંથી મળશે ! મારી સર્વ કમાઇ મેં જેવર વસાવવામાં નાંખી હ-તી. માટે નામદાર રાજા ધીરાજ, મારા સર્વ ગુન્હા માફ કરો અને એ બાબત આપ નામદાર કંઈ પણ ખોળ કરાવો.

**રત્નસેન**—બસ હવે તમે મારૂં મસ્તક ન પકવો. જાઓ અહીંથી–સીપાઇ ?

**સીપાઈ**—જી નામદાર, હાઝર.

**રત્નસેન**—(આંગળી કરીને) આ વાણીઆને કાઢ અહીંથી.

**સીપાઈ**—અછુ સાબ. (પરમાનંદને) ચલબે બનીએ નીકળ ઘ્હાંસે. (એમ કહીને હડસેલા મારી બાહાર કાઢે છે, એટલે પરમાનંદ ઘર તરફ જાય છે)

**રત્નસેન**—(વઝીરને) વઝીર, હું ધારૂં છું કે આવી ખત્તાઓ જ્યારે બે ચાર જણા પણ ખાશે ત્યારે તેઓ આપણે કહીશું તેમ કરશે.

**વઝીર**—હા નામદાર, આપનું કેહેવું સત્ય છે. દુનિયાનો એવોજ નિયમ છે કે કંઇ પણ ઠોકર ખાધા વિના ઠેકાણે આવે નહીં ! અગમ બુદ્ધિ વાપરવી તો તેઓને સૂઝતીજ નથી !

**રત્નસેન**—બરાબર છે. તારા કેહેવા પ્રમાણેજ મારી પ્રજા પણ બુદ્ધિહીન છે.

**વઝીર**—હા નામદાર.

**રત્નસેન**—ચાલો હવે આપણે ઉઠીએ–કચેરી બરખાસ્ત કરો. (એમ કહી રાજા પોતે ઉઠીને જાય છે અને તેની પાછળ તમામ કામદારો પણ જાયં છે.)



# પ્રવેશ ૮ મો.

## સ્થળ.

## રૂપસુંદરીનું સાસરૂં.

## પરમાનંદ અને ઇચ્છાં.

ઇચ્છા પોતાના ઘરમાં એકલી બેઠી બેઠી નિચે પ્રમાણે વિલાપ કરે છે.

**ઇચ્છા**—(મનમાં) જડાવના પિતા રાજાની પાસે ફરીયાદ કરવા ગયા તે હજુ સુધી કેમ આવ્યા નહીં! તેમને રાજાએ કેદબેદ તો કીધા નહીં હોય! (એટલામાં પરમાનંદ ઉદાશ મુખારિંદ આવે છે તેને જોઇને) અરે તમને આટલી બધી વાર કેમ લાગી?

**પરમાનંદ**—(છેક ઉદાશીમાં) વાર લાગવાનું પુછે છે, પરંતુ મારૂં ઘરેણું ગયું તેની મને તો ફીકર પડી છે!

**ઇચ્છા**—પણ તમે રાજાની પાસે ગયા હતા તેનું કેમ થયું? કંઈ પત્તો લાગ્યો કે નહીં?

**પરમાનંદ**—હવે શાનો પત્તો લાગે ને શી વાત? ગયું તે ગયું! વળી તેમાં અધૂરામાં પુરૂં રાજાએ પણ હાથ ધોવાડીને કાઢયો ને મારી કંઇ પણ વાત સાંભળી નહીં!

**ઇચ્છા**—હાય હાય ! હવે આપણે કેમ કરશું ! આપણો જનમારો કેમ જશે ! આપણું તો સર્વસ્વ ગયું ! અરે રામ રામ ! હું તો રાંડ છેક ઉઘાડી થઇને બેઠી ! તારૂં સત્યાનાશ જાય તારૂં રૂપસુંદરી ! તું ગઇ તો ધૂળ નાંખી, પણ તેં હમને ક્યાં રખડતાં કીધાં ! તેં તારૂં કાળું કર્યું તેનું તો મને કંઇ પણ દુઃખ નથી, પણ મારૂં તમામ જરજરીયાન લઇ ગઇ તેથી મારૂં કાળજું ચચણે છે ! (રડે છે)

**પરમાનંદ**—જો સાંભળ, હવે ગયું તે તો આ જનમમાં પાછું મળવું મુશ્કેલ છે ! તે રાંડનાપર ધૂળ નાંખીને બેશ કે થયું ! એમાં વાંક કોઇનો નથી, પણ માત્ર આપણા ભાગ્યનોજ સમજવો ! પ્રભુએ આપણને રખડતાં કીધાં તેમાં આપણો શો ઉપાય છે ? ! વળી રાજાએ પણ તપાશ કરવાની ચોખ્ખી ના પાડી તો તેમના આગળ પણ આપણું શું જોર ચાલે ? !

**ઇચ્છા**—પણ હવે આપણે શું ખાઇશું ? ! (રડે છે.)

**પરમાનંદ**—તે તમામ બાબતની પ્રભુને ફીકર છે, માટે નક્કામો જીવ શું કરવાને બાળે છે ? !

**ઇચ્છા**—તે તો ખરૂં, પણ મારી છાતીમાંથી એ વાખસતી નથી. (રડે છે.)

**પરમાનંદ**—હવે તું ઘરમાં જા. પેલી છોકરી એકલી હશે.

**ઇચ્છા**—મુઈ છોકરી ને બળ્યો સંસાર. (એમ કહીને જાય છે.)

**પરમાનંદ**—(મનમાં) રૂપસુંદરીના જો પુનરલગ્ન કીધાં હોત તો તે કદી પણ આવું કૂકર્મ કરવાને ઝીંપલાવી પડતે નહીં. યૂવાન વહુ ને પુત્રિઓ, જ્યારે રંડાઇને બેશે છે ત્યારે તેમને તત્કાળ પુનઃ પરણાવવી, એ અતિ વખાણવા તુલ્ય છે. આજ કાલ રંડાયલી યૂવાન અબળાઓ પોતાના પિયુના વિયોગ પછી પોતાના માત પિતાની કીર્તિને ઝાંખ લાગવા નહીં દે એ અસંભવિત છે! અરે કળિયૂગ! હે પાપી કળિયૂગ! તું જે ન કરે તે ઓછું! હું જોઉં છું કે તારા તિક્ષણ પંજામાં ભલભલા નરો અને ભલભલી સ્ત્રીઓ સપડાઇ જાય છે!! (શોક કરી ગાય છે.)

## લાવણી.

પ્યારી મારૂં મન તુજ સંગ માન્યુરે—એ રાહ.

સાહ્ય કર હે! ઇશ્વર મારારે, સાહ્ય કર હે! ઇશ્વર મારા;
તનય મરેથી નાઠી તેની, રૂપસુંદરી દારા. સાહ્ય કર—૧
લીધા શણગારો સહુ સંગરે, લીધા શણગારો સહુ સંગ;

પરજનની પ્રિતીથી ભાગી, લાગ્યો કુરંગ. સાહ્ય કર–૨
પ્રતિષ્ઠા મૂકીને ભાગીરે, પ્રતિષ્ઠા મૂકીને ભાગી;
અભાગણીની પુત્રિ પાપી, શાને થઇ રાગી. સાહ્ય કર–૩
જનક જીવ વાત કરે મારીરે, જનક જીવ વાત કરે મારી;
આવી ક્યાંથી મારે કરમે, તું ભૂંડી નારી. સાહ્ય કર–૪
નમ્યો હું નૃપતિને પાગેરે, નમ્યો હું નૃપતિને પાગે;
અર્જ કરી રૂપસુંદરી કાજે, ભૂપ ભર્યો રાગે. સાહ્ય કર–૫
રહ્યો નવ એક પછી માગરે, રહ્યો નવ એક પછી માગ;
કેમ કરૂં હે! ઇશ્વર મારા, હોલવ તું આગ. સાહ્ય કર–૬

**ઇચ્છા**—(પ્રવેશ કરીને પોતાના પતિને કેહે છે) હવે તમે ઘરમાં પધારો, અને રૂપસુંદરીના માત પિતાને એ તમામ હકીકત લખી જણાવો. નહીં તો તેઓ વળી આપણો વાંક કાઢશે.

**પરમાનંદ**—મારી વ્હાલી, તું કેહે છે તે ખરૂં છે. તે લોકો એવા તો બૂરા છે કે, તેઓ પોતાની પુત્રિની ગમે તેવી અયોગ્ય વર્ત્તણુક છતાં આપણનેજ ઠપકો દેવા નિકળશે.

**ઇચ્છા**—માટેજ હું તમને કહું છું કે પ્રથમ તેમને પત્રદ્વારાએ ખબર કરો કે તેમના કાન ઊઘડે.

**પરમાનંદ**—તે તો હમણા લખું છું. પણ મારી

પ્રિયા, મને હવે એટલી તો ખાત્રિ થઈ ચૂકી કે, યૂવાન વહુ બેટીઓને નશીબે જ્યારથી વિધવાપણું આવી પડે છે ત્યારથીજ તેણીઓનાં પુનર્લગ્ન કરવાં એજ હાલને સમયે ઉત્તમ માર્ગ છે. આજ કાલની બાળકીઓ રંડાયા પછી પોતાના માત પિતાની પ્રતિષ્ઠાને ઝાંખ ન લગાડે તે આ કળિયૂગમાં અસંભવિત છે.

**ઇચ્છા**—તમે હવે ઘરમાં ચાલો. કેમકે ટપાલનો વખત થયો છે.

**પરમાનંદ**—હા ચાલ. (બને જાય છે.)

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ.

### રૂપસુંદરીનું પીયેર.

### ધરમદાસ અને ગંગા.

**ગંગા**—(ધરમદાસને) કેમ વારૂં, આપણી રૂપસુંદરીની કંઇ ખબર અંતર આવી કે નહીં ?

**ધરમદાસ**—આજ કેટલા દિવસ થયા રૂપસુંદરીન સાસરા તરફનો એક પણ પત્ર આવ્યો નથી ! મને અચંબો

પેદા થાય છે કે રૂપસુંદરીના સસરાએ કોણ જાણે કયા કારણથી પત્ર પાડવ્યો નથી!

**ગંગા**—હાય હાય, ત્યારે રૂપસુંદરીની બિચારીની શી અવસ્થા હશે?!

**ધરમદાસ**—કાગળ આવ્યો નથી તેથી મારૂં મન તો ઘણુંએ અકળાય છે, અને મને ઘણી ફીકર થાય છે, પરંતુ કંઇ ઉપાય સૂઝતો નથી! રૂપસુંદરીનો સસરો પરમાનંદદાસ એવો તો ક્રૂર, કૃપણ અને આળસુ છે કે તે એક દોઢીયું ખરચીને પત્રદ્વારાએ આટલી ખબર સરખી પણ કરતો નથી!

**ગંગા**—તે તો કાગળ લખતો હરવાયો, પરંતુ તમે કાગળ લખ્યો છે કે નહીં?

**ધરમદાસ**—મેં તો ઘણાએ કાગળો લખ્યા ને હવે તો હું લખતાંલખતાં થાક્યો તોપણ પરમાનંદદાસ મારા એક પણ પત્રનો પ્રતિઉત્તર આપતો નથી! મેં જેટલા કાગળો લખ્યા ને જેટલા પૈસા ખરચ્યા તેટલા તમામ પાણીમાં ગયા! જો તારા મનમાં એવો સંદેહ રેહેતો હોય કે મેં એક પણ પત્ર લખ્યો નથી તો લાવ તારી સન્મૂખ એક પત્ર લખી મોકલું. મને તો સંપૂર્ણ ખાત્રિ છે કે લુચ્ચો પરમાનંદદાશ ગમે તેટલા કાગળો લખીશ તોપણ તે પોહોંચ્યાનો ઉત્તર સરખોએ લ-

ખનાર નથીજ ! પછી તો જો તું કેહે તો લખું.

**ગંગા**—મારા મનમાં તો કંઇએ પણ સંદેહ રહ્યો નથી, તમે જે કહો છો તેપર મને તો પૂર વિશ્વાસ છે. જ્યારે તમે આટલા બધા પત્રો લખ્યા અને તેમાંના એકનો પણ પ્રતિઉત્તર આપણને મળ્યો નહીં ત્યારે તો હવે વળી પાછો પત્ર પાઠવ્યાથી શો વધુ લાભ થનાર છે ? ! આપણે નશીબના બળિયા છીએ કે આપણે કરમે એવાં સગાં વ્હાલાં મળ્યાં ! (મનમાં) અરે ! મારા ભગવાન ! મારા માહા પ્રભુજી ! રંક બિચારી રૂપસુંદરીને તેના સાસરામાં કોણ જાણે શુંએ વિપત્તિ વેઠવી પડતી હશે ! પ્રભુ જાણે કે તેના સાસરીઆં તેણીને કેટલું કેટલું દુઃખ દેતા હશે ! વળી તેને શરીરે પણ કોણ જાણે કેમ હશે ને કેમ નહીં ! તે માંદી હશે તોપણ તેની સારવાર કોણ કરનાર છે ? ! તેની સાસુ માહા હરામી ને દૈવના ઘરની વેઠ છે ! અરે ! મારી લાડકવાઈ પુત્રિ ! હું એટલે સુધી નોહોતી માનતી કે તારા સાસરીયાં તારી સુખસાતાની ખબર સરખી પણ કરશે નહીં ! મારી પ્રાણપ્રિય બેટી, ત્યાં આગળ તારી શી દશા હશે ! તું કોણ જાણે કયાંએ સંકટમાં સપડાઇ હશે ! (રડે છે) અરે પણ રૂપસુંદરી તારી બુદ્ધિ કયાં બળી ગઈ ! અગરજો તા-

રો સમસરો તેવો થયો તોપણ તેં કાગળનો કકડો કેમ લખ્યો નહીં ? ! તું ભણી ગણીને હોંશીયાર થઇ છે તે શું કામની?! તને એટલું પણ ભાન નહીં હોય કે, તારી ખબર અંતર જાણ્યા વિના હમારા (માબાપોના) જીવને કેમ શાન્તિ વળશે ? ! (ખૂબ રડે છે)

**ધરમદાસ**—(છાની રાખીને) માહારી વ્હાલી સ્ત્રી, તું રડીને શું કરવાની છે ? રડશે તેથી કંઇ રૂપસુંદરીના સમાચાર આવી પોહોંચવાના છે ? માટે તું છાની રેહે ને પ્રભુનું સ્મરણ કર.

**ગંગા**—પણ રૂપસુંદરીનો ખબર જાણ્યા વિના મારા જીવમાં શાન્તિ વળે તેમ નથી. મારી મરજી તો એવી થઇ છે કે હું જાતે જઇને મળી આવું.

**ધરમદાસ**—જો એમ તારી ઇચ્છા થઇ છે તો ચાલ તને કાલે પ્રાતઃકાળમાં વિદાએ કરૂં.

**ગંગા**—હા એમ થાય તો બહુ સારૂં. કેમકે હવે તો મારી બાળકીને મળ્યા શિવાય મને ચેન વળનાર નથી.

**ધરમદાસ**—હા હા, મારી પણ ખુશી એવી છે કે તું જાતે એક રાત્રિ મળી આવ કે ચિન્તા દૂર થાય. (એટલામાં ટપાલનો સીપાઇ પત્ર લઇને આવે છે)

**ટપાલવાળો**—શેઠ, આ તમારો કાગળ આવ્યો છે.

**ધરમદાસ**—(ઉતાવળમાં) હા ભાઇ લાવ, હું એનીજ વાટ જોઉં છું. (કાગળ આપીને ટપાલવાળો જાય છે)

**ગંગા**—(ધરમદાસને) હવે તમે તત્કાળ એ કાગળ ઉકેલો ને વાંચી જૂઓ કે એ કોનો છે.

**ધરમદાસ**—હા, તેમજ કરૂં છું. (કાગળ ફાડીને વાંચવા માંડે છે ને થોડો વાંચીને) અરરર ! હવે કેમ થશે ?! (ખૂબ પોક મૂકીને રડે છે)

**ગંગા**—(ગાભરી થઇને) અરે તમે કેમ રડો છો ? ! કાગળમાં શું લખ્યું છે તે તો કહો!

**ધરમદાસ**—(રડતો રડતો) હાય હાય ! હવે કેમ થ-શે ! ઓ બાપરેએએએ !!!

**ગંગા**—(ગભરાટમાં) પણ તમે જરા મને તો કહો, કે શું થયું ?!

**ધરમદાસ**—આપણી રૂપસુંદરીના સસરાનો આ પત્ર આવ્યો છે. તેમાં તે જણાવે છે કે, આપણી રૂપસુંદરી તો કોઇને લઇને નાહાશી ગઇ !!!

**ગંગા**—હેં !!! (મૂર્છાંગત થઇને પડે છે)

**ધરમદાસ**—હે ઇશ્વર, હવે હું શું કરીશ ને ક્યાં તપાશ કરીશ ! હવે મારી જીંદગી કેમ જશે ! મને લોકો શું કેહેશે ! મારાથી આ દુનિયામાં તિવ્ર નાક લઇને કેમ ફરાશે ! હવે તો ગમે તેમ થાઓ પણ જીવવામાં સાર નથી ! જી-

વ્યા કરતાં તો મરવું વધારે રૂડું છે ! ઓ પરમેશ્વર ! (ખૂબ રૂદન કરે છે) બશ હું તો હવે કૂવામાં જઇને પડું ને મારો પ્રાણ કાઢું ! (એમ કહીને કૂવામાં જઇને પડે છે ને થોડીવારમાં ગંગા જાગૃત થાય છે)

**ગંગા**—(આમ તેમ જોઇને) અરે ! આ શું થયું ! મારા પ્રાણપ્રિય પતિ ક્યાં ગયા ! હમણાં તો તે અહીં હતા ને એટલામાં ક્યાં ગયા ! હાય હાય ! તેમણે આપઘાત તો નહીં કીધો હોય ? ! ગમે તેમ થાઓ. હવે મારે તેમની તપાશ કરવાની જરૂર નથી. રૂપસુંદરીની આવી વાત સાંભળીને મારાથી જીવાવાનું નથી. પણ જીવ કાઢવાનો કયો ઘાટ રચું ? (વિચાર કરીને) કૂવામાં પડયા વિના બીજે પ્રકારે જીવ નિકળવો કઠણ છે, માટે કૂવામાંજ પડું. (એમ કહી તેણી પણ પોતાના ઘરનાજ કૂવામાં ઝીંપલાવી પડે છે.)

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ.

### સુંદરપૂરના દ્વાર.

### રૂપસુંદરી અને હીરાલાલ.

છેક રત્નપૂરથી નીકળીને સુંદરપૂરને દ્વારે આવી પોહચ્યા ત્યાં સુધી માર્ગમાં તદન આરામ લીધેલો નહીં તેથી ભૂ-

ખ, તરશ અને થાકથી કંટાળી ગયલાં સુંદરપૂરને દ્વારે આવી-ને શાન્તિ પકડીને એક ઘટાદાર વૃક્ષની પ્રફુલ્લિત છાયાં તળે રૂપસુંદરી અને હીરાલાલ બેઠા છે.

**હીરાલાલ**—(રૂપસુંદરીને) હવે આપણે આજ વૃક્ષ નિચે બેશીને પેટનું પૂજન કરી લઇએ અને પછી સેહેજ નિં-દ્રા પણ કાઢીએ. આપણે બન્ને જાણું ભૂખ, તરસ અને થાકને લીધે છેક બેહોશ બની ગયાં છીએ, માટે હવે તો જરા આરામ લીધા વિના છૂટકો નથી. (હાથ કરીને) આ પાસેજ તળાવ છે તેમાંથી હું જળ લઇ આવું છું.

**રૂપસુંદરી**—તે તો ખરૂં, પરંતુ આપાણા પાસ પ્રથ-મ તો ખોરાકનાંજ સાંસાં છે તો પાણીને શું કરશો ? માટે કંઇ ખોરાકની પ્રથમ જોગવાઈ કર્યા બાદ પાણીની ગોઠવણ કરો.

**હીરાલાલ**—આ સામે બાજરીનું ક્ષેત્ર છે, તેમાંથી હું થોડાંક કણસલાં કાપી લાવું છું તેના દાણા કાઢીને માત્ર આજનો દિવશ જ્યાં ત્યાંથી નિર્ગમન કરીએ. કાલે નગ્રમાં જઇને સર્વ બંદાબસ્ત કરી લઇશું.

**રૂપસુંદરી**—ઠીક ત્યારે, તમે તે લઈ આવો. (હી-રાલાલ જાય છે ને રૂપસુંદરી મન વિષે વદે છે) હે પેટ ! તું કેવું છે ! તારે કાજે કેટલા પ્રકારની પિડાઓમાં ફસાવું પડે

છે ! અરે મારા રામ ! પેટની પૂંજ કીધા શિવાય પગ
કેમ ચાલે ? ! સર્વ કોઇ છૂટશે, પરંતુ પેટ છૂટવાનું નથી !
અરે ! પ્રભુ, મારા ભાગ્યમાં દુઃખ સેવવાનું લખ્યું હશે તે
કેમ મટે ! મારા દેહ તરફ દ્રષ્ટિ કરૂં છું તો મારા મન વિષે
વિવિધ વિચાર વકાકારે વંટોળે ચઢ્યા છે ! આહા ! હું એક
કીર્ત્તિવાન પુરૂષની પુત્રિ ! હું એક ધનવંતાની બેટી ! અને
હુ એક વણિક જેવી ઊંચ જ્ઞાતીની નાજુકડી લાડિલી થઇને, મારે
આવા પશ્ચાતાપરૂપી સમુદ્રમાં સપડાવુ પડે છે !! અરે મારા પ્રે
માળ પિતા, અને મારા માયાળુ માતુશ્રી ! હું તમો સનમૂખ
કેટલું સુખ પામતી હતી ! મારી સેવામાં કેટલી સ્ત્રિઓ રેહેતી
હતી ! અને વર્તમાનકાળે આવી રખડપટીમાં રોળાઊં છું ! !!
(રડે છે) ઓ ! મારા માતપિતા ! તમે મને કાચના રમકડાની
તુલ્ય હાથેલીમાં ને હાથેલીમાં ઉછેરતાં હતાં ! તમે મારી મન-
પસંદ સંભાળ લેતા હતાં ! અને એક ક્ષાણ પણ વીલી મૂકતાં
નહોતાં ! પણ મારા હિનભાગ્યને લીધે આજે હું એક નિરાધા-
ર—દુઃખિયારી ભામિની થઇ પડી છું ને મારે બિયાબાન વિ-
પિનમાં વિમાસવું પડે છે! હે કૃપાળુ પરમેશ્વર ! મારા માતાપિ-
તા અને મારી સર્વ સુખદાતા સાહેલીઓ મારા મુખારવિંદની
આગળ રમી રહ્યાં છે !! જો મારા વડીલોએ મારાં પુનર્લગ્ન

કીધાં હોત તો હું કેવા સૂખને આધિન થાત! પણ તેમાં મારા નસીબનોજ વાંક છે! હે કૃપાનિધે! આ દુઃખના દિન ક્યારે ગમન કરશે?! એક તરફથી ભૂખને લીધે પેટમાં લ્હાય લાગી છે ને બીજી તરફથી આ સંકટનો પરિતાપ થાય છે! (એટલામાં હીરાલાલ આવી પોહોંચે છે.)

**હીરાલાલ**—(રૂપસુંદરીને બાજરીના કણસલાં બતાવીને) લે આમાંથી દાણા કાઢીને આપણે ખાઇએ.

**રૂપસુંદરી**—(રડીને) અરે એ મારાથી કેમ ખવાશે?! હું અનેક ભાતનાં ભોજનથી તૃપ્ત થનારી તે બાજરી કેમ ગળે ઉતરશે?!

**હીરાલાલ**—હાલ તો ગમે તેમ કરીને પણ પેટ ભર્યા વિના ઉપાય નથી, માટે લે ખા. (રૂપસુંદરીના મોઢામાં ઘાલે છે.)

**રૂપસુંદરી**—(ખાતી નથી) મારા પ્યારા હીરાલાલ, એ સૂકા ને કાચા દાણા તો મારાથી નહીં ખવાય! તમે તમારે ખાઓ, હું તો નહીં ખાઉં! હું મારે ભૂખી રહીશ (રડે છે ને ગાય છે)

**પદ.**

વાદળ ફાટવા માંડ્યું હવે છે—એ રાગ.

ભાવે નહીં **અન્ન** પ્રિતમ પ્યારા,
ભાસે મારે મન વજ્ર અંગારા—ટેક.

મૃત્યુ મળે તો મધન થાઉં મન્ન,
ક્યાંથી હોયે મૂજ કર્મે એ દન્ન. ભાવે—૧.
કાચું અન્ન કેમ કંઠે રે જાયે,
કેમ કરી થની પેટ ભરાયે. ભાવે—૨.
સૂખે જમો આપ કહુ છું હું વ્હાલા,
રૂચી નથી મને લેશ રૂપાળા. ભાવે—૩.
વિવિધ મકાર ભોજન ગૃહે જમતી,
સ્વાદિષ્ટ વસ્તુ ઘણી મનગમતી. ભાવે—૪.
તેજ મૂખે પેશે આ કેમ હાય,
અંગે અતિ વ્યાપિ રહી છેરે લ્હાય. ભાવે—૫.

**હીરાલાલ**—મારી વ્હાલી, રૂદન કરવું તે મિથ્યા છે. સૂખે દુઃખે પણ હાલ ઘડી વિતાડવી એજ ઉત્તમ છે. આપણે થોડા સમયમાં નગ્રના દર્શન કરશું ને ભાતભાતનાં ભોજન ખાઇને તૃપ્ત થઈશું, માટે લે જરા આટલી બાજરી ફાક.

**રૂપસુંદરી**—અરે આવું નાંખી દેવાનું અન્ન મારાથી કેમ ખવાય ?! મારે ગળે એ તે કેમ કરીને ઉતરે ?! હું ઘી ને દૂધ ખાઇને ઉછરેલી તે મારાથી આ તો નહીંજ ખવાય. મારી કર્મની કંબખ્તી છે તે મારે ભોગવવી પડે છે ! (રડે છે)

**હીરાલાલ**—(તેનાં મોમાં ઘાલે છે) ના મારા સમ લે

આટલું તો ખા. (રૂપસુંદરી જરા તરા ખાઇ લે છે એટલે હીરાલાલ કહે છે) ચાલ ત્યારે હવે આપણે જરા નિંદ્રા લઇએ કે શરીરમાં શાન્તિ વળે. મધ્યાન વિત્યા બાદ આપણે નગ્રમાં જઇને વાસો કરશું.

**રૂપસુંદરી**—હા વ્હાલા, આપ કહો છો તે સત્ય છે. (એટલું કહી રૂપસુંદરી નિંદ્રાવસ થાય છે, અને હીરાલાલ તો ખોટો ઢોંગ કરીને આંખો મીચી પડી રહે છે. થોડીવારે જ્યારે હીરાલાલે રૂપસુંદરીને છેક નિંદ્રામાં લપટાયલી ભાળી ત્યારે હીરાલાલ શાન્તપણે ઉઠે છે)

**હીરાલાલ**—(મનમાં) રૂપસુંદરી તો હવે નક્કિ નિંદ્રામાં બેશુદ્ધ છે, અને હાલમાં કશું ભાન રહ્યું નથી.. માટે લાવ હું એનું સર્વત્ર લંઇને મારી જન્મભૂમિમાં પાછો જાઉં. એની પાસે ઘણું કીમતી જરીયાન છે, જે તમામ હું ગુપ્ત રીતે હરી જઇશ તો ન્યાહાલ થઇશ. એના સંગમાં રખડ્યામાં બીજો શો લાભ છે ? એને લીધે મારે પણ તાપ તડકામાં ભૂખમરો ભોગવી હેરાનગતિ ભોગવવી પડે છે. (એમ મનસૂબો કરીને રૂપસુંદરીનું સર્વત્ર લઇને રસ્તો કાપે છે, એટલે થોડા સમયમાં રૂપસુંદરી જાગૃત થઇને ઉઠે છે.)

**રૂપસુંદરી**—(ચતુર્દિશાએ જોઇને) અરે ! હીરાલાલ

ક્યાં ગયો ?!! (બુમો પાડીને) હીરાલાલ, હીરાલાલ, ઓ હીરા લાલ (બાહાવરી થઇને) હાય હાય ! મારી ગાંસડી કોણ લઇ ગયું ?!! (મૂર્છાંગત થઇ પડે છે ને થોડીવારે પાછી ઉઠી બોલે છે) જરૂર હીરાલાલ મારી ગાંસડી લઇને નહાશી ગયેલો ! એના વિના આ સ્થળે કોઇનું પણ પગલું દિસ્તું નથી ! આહા ! હું જેને કહે ચાલી, જેનો મેં હાથ પકડ્યો, જેની મેં હિંમત રાખી, જેનો મેં સંપૂર્ણ વિશ્વાસ કીધો, જેને મેં મારા પાળક તુલ્ય માન્યો, તે પાપિ, ક્રૂર, લુચ્ચો, ઠગ, કુભાંડિ મને આવો દગો દઇને રવંડા કાપી ગયો !! ઓ મારાં પરમેશ્વર ! હવે મને કોણ સંઘરશે ને હું કોને શરણે જઇશ ? ! મારી પાસેનું તમામ જરીયાન્ પણ તે મૂવો લઇ ગયો ! તેટલું પણ જો રાખ્યું હોત તો મારો કોઇ રખડતો પણ ભાવ પૂછતે ! પણ હવે મારી શી ગતિ થશે ?! મારૂં ઉદર કેમ ભરાશે ?! હે નિમકહરામ, ખાટકી; નિર્દય હીરાલાલ !. તેં મુજ સરખી રંક અને નિરાધાર અબળાને રખડાવી તેથી તારાપર પ્રભુ શું રાજી થશે ?! મારી આંતરડી કકલાવીને તું ક્યાં જશે ?! જેવી તું મને ટવળતી મૂકી ગયો છે તેવીજ દશા ખચિત તારી થશે ! મને નિશ્ચય છે કે તારા જેવા હરામખોરને નર્કમાં પણ સ્થાન મળનાર નથી ! તું જમપૂરીમાં જશે ને જમનો માર ખાવાનો

નક્કિ વખત આવશે ! મારા કૃપાળુ જગદિશ્વર ! ત મૂઆએ જે-
વી મારી અબળાની આંતરડી કકળાવી છે તેવીજ તું. તેની પ-
ણ કકળાવજે ને તેને રગે રગે કીડા પાડજે ! જો હું આગમચથી
એવું જાણતી હોત કે વિશ્વાસપાત્ર નથી તો હું તેનો સંગ-
કદી પણ કરત નહીં ! (રડે છે) હે પ્રભુ. હવે હું કઇ દિશાએ
જાઉં !! મને માર્ગ સૂઝતો નથી ! આ સ્થળે બેશી રેહેવામાં કંઇ
પણ વળનારૂં નથી, માટે હવે નગ્ર તરફ જવું તો જોઇએ !
માર્ગમાં કોઇ પણ દયાળુ પુરૂષ મળશે તો તે મને રસ્તો બતાવ-
શે ! (ઉઠીને) ચાલ જીવ, હવે આગળ જઇએ !! (જાય છે)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ.

રાજા સુંદરસેનનો દરબાર.

રાજા સુંદરસેન, પ્રેમીદાસ વજીર વગેરે.

રાજા પોતાના સિંહાસનપર બિરાજ્યો છે, બજવૈયાઓ
સુંદર વાજીંત્રો તાલ-શૂરમાં ધમધોર કરી રહ્યાં છે, એટલામાં રૂ
પસુંદરી આવે છે.

**રૂપસુંદરી**—(ગાય છે.)

રાગ ઈંદ્રસભાનો.

નૃપતિ મારી વીનતિ છે, સૂણો કરી મેહેર;
કષ્ટ ધરી અબળા આવી છું, વર્ત્યો છે માહા કેર.
પુત્રિ છું ધનવંતની પણ, રટણ કરૂં વિપૂલ;
સૂખ તણાં વૃક્ષો કરમાયાં, ભસ્મ થયાં છે મૂળ !
તારૂં નામ સૂણીને આવી, ભટકી દેશ વિદેશ;
છત્રપતિ તું સેવ મુજને, બૂરા છે મુજ વેશ !
આશ્રય આપો ભૂપતિજી, હું છું નિરાધાર;
બુદ્ધિ શુદ્ધિએ ગમન કીધું છે, રાય કરોની વ્હાર.
ક્ષુધા તૃષા ને થાકની તો, થાએ પીડા ભૂપ;
આપ કૃપાળુ અર્જ લહેની, છોજી આપ અનૂપ.

(રડે છે)

**સુંદરસેન**—(રૂપસુંદરીને માટે દયા લાવીને) હે ! ભલી બાળકી તું રડીશ મા—પરમેશ્વર સર્વ રૂડું કરશે. પરંતુ તું ક્યાંથી આવી છે ને તારૂં શું નામ છે તે કહે ?

**રૂપસુંદરી**—નામદાર છત્રપતિજી સાહેબ, હું ચંદ્રનગરના એક દ્રવ્યવાન અને કીર્તિવાન વણિકની પુત્રિ છું ને મારૂં નામ રૂપસુંદરી છે. હું રત્નપૂરના એક ધનિક શેઠીયાને ત્યાં પરણી હતી, પરંતુ જયારે હું બાર વર્ષની થઇ ત્યારે મારો

વ્હાલો પતિ સ્વર્ગે ગયો ! તેના ગુજરવા બાદ થોડાં સમય પછી હું મારે સાસરે ગઇ, પણ ત્યાં મારા સાસુ, સસરા અને નણંદ મને ઠરવા દીધી નહીં, અને મારી વ્હાર કરનારૂં કોઇ પણ નહીં રેહેવાથી મને જેમ આવે તેમ દુઃખ દેવા માંડ્યું ! તોપણ હું તો તે દુઃખ સહન કરતી ! પણ આખરે જ્યારે મારાથી તે કષ્ટ સહન થઇ શક્યું નહીં, અને છેક નિરાધાર થઇ ગઇ ત્યારે કંટાળીને રત્નપરના ફોજદાર હીરાલાલનો સંગ કરીને હું મારૂં સાસરૂં તજી નિકળી નાઠી, ને ચાલતાં ચાલતાં આપ નામદારના નગ્રને દ્વારે ખરે મધ્યાને આવી, બાજરીના કણસલાં માંથી દાણાં કાઢી જેમ તેમ કરીને ગળે ઉતાર્યા ને પછી પાડોશના એક વૃક્ષની છાંયા નીચે હું તેમજ મારો સાથી સૂતાં. હું તો થાકથી છેકજ લોથપોથ થઇને પડી, પરંતુ હીરાલાલ જાગ્રત પડી રહ્યો, અને જ્યારે મને ખરેખર નિંદ્રાવસ થયલી નિર્ખિ ત્યારે તે ચંડાળ હીરાલાલ મારૂં સર્વસ્વ લઇને નાહાશી ગયો ! નામદાર રાજાજી સાહેબ ! હું એમ ધારતી હતી કે, હીરાલાલ મારા સુખ દુઃખનો સાથી છે, પરંતુ તે તો કસાઇ નિવડ્યો ને મને દગો દઇ ચાલ્યો ગયો !!! હે કૃપાળુ રાજાજી સાહેબ, હું ભૂખ, થાક અને તરશથી એટલી તો દુઃખિયારી બની ગઇ છું કે હવે મારામાં લેશ માત્ર પણ ગતિ રહી નથી ! હું આપની

સનમૂખ એવી અર્જ કરવા આવી છું કે, આપ નામદાર હું રંકપર દયા લાવી મને આપ આશ્રય આપો ને આપના રાણી સાહેબની એક દાશી તરીકે મને પાળો! મારી અમગાનું—અને તેમાં વળી નિરાધારનું દુઃખ ટાળશો તો પ્રભુ આપનું ભલું કરશે! આપ પરોપકારી ને દયાળુ છો, માટેજ આ નમ્ર અર્જ કરવાની હું હિંમત કરૂં છું ને તે આપ સ્વિકારશો એવી મને પરીપૂર્ણ ખાત્રિ છે! આપ વિના મારૂ કષ્ટ કાપનાર બીજો કોઈ નથી! (રડે છે.)

**સુંદરસેન**—વ્હાલી બાળકી, તું રડીશ નહીં; હું તને મારી પુત્રિ તુલ્ય પાળીશ ને તને સર્વ પ્રકારે સૂખનું સાધન કરી આપીશ..તું તારા મન વિષે કશી ચિન્તા કરીશ નહીં. તારૂં આક્રંદ સાંભળીને મારૂં હૃદય ઉભરાઇ આવ્યું છે! એવો તે કયો નિર્દય પુરૂષ હોય કે તારૂં અસહ્ય દુઃખ ટાળવાને પાછી પાની કરે! માટે તું જરાં શાન્તિ પકડ, હમણા હું તારો બંદોબસ્ત કરી આપું છું. (વજીરને) વજીર,.આ દુઃખિયારી બાળકીને, મારા વડા કુંવર ચંદ્રસેનના મેહેલ આગળ જે મોહોટો ઓરડો છે તેમાં મુકામ આપ, અને એને ખાવા—પિવા વગેરેનો તમામ બંદોબસ્ત કરી આપ. એ બિચારીને કોઇ પાણ તરેહનું કષ્ટ પડવા દેતો નહીં, ને આપણા રાજ્યના તમામ સેવકોને ફર-

માવજે કે એને જે કોઈ જરા પણ તુંકારો કરશે તેને હું જોઈ લઇશ.

**પ્રેમીદાસ**—નામદાર રાજાજી સાહેબ, આપની આજ્ઞાને આધિન છું. હું એને લઇ જાઉં છું ને આપના ફરમાવ્યા પ્રમાણે તમામ બંદોબસ્ત કરી આપું છું. આપ નામદારે આટલી પણ ફીકર રાખવી નહીં. (એમ કહી રૂપસુંદરીને લઇ જાય છે.)

**સુંદરસેન**—(મનમાં) છોકરી બિચારી કેવી ભલી ને નિરાધાર છે! મેં એ બાપડીને આશ્રય આપ્યો તે અતિ ઉત્તમ કીધું.

**રશોઇઓ**—(પ્રવેશ કરીને) નામદાર સાહેબ, ભોજન તૈયાર છે, આપ પધારો.

**સુંદરસેન**—હા, ચાલ આવ્યો.

(બધાએ જાય છે)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ.

### રૂપસુંદરીનો વાસ.

રૂપસુંદરી અને પાટવી કુંવર ચંદ્રસેન.

**રૂપસુંદરી**—(મનમાં બેઠી બેઠી વિચારે છે) આહા!

કૃપાળુ પરમેશ્વર ! તેં મને સર્વ સૂખની લેહેરમાં મૂકિ, પરંતુ માત્ર મારા પતિ વિના મને ઘણું દુઃખ લાગે છે ! તે વ્હાલા વિના આ એકાંત વાસમાં મારા દિન કેમ નિર્ગમન થશે ! મારા પ્રાણપતિવિના અહોનિશ આક્રંદ થાય છે, ને લેશ પણ ચેન પડતું નથી ! જો પ્રભુ મને કોઇ બીજો પતિ મેળવી આપે તો હું સર્વ પ્રકારે સૂખી થઇ જાઉં ! રાજા સાહેબે મારી દયા આણી ઘણું સૂખ કીધું છે, પરંતુ માત્ર એક તરફની તો હું અભાગ્યણી રહી છું ! મારા મનને વિષે વિચાર થાય છે કે હું નામદાર ભૂપતિ સન્મૂખ જઇને વિનંતિ કરૂં કે મારા પુનઃલગ્ન કરાવી આપે ! પુનર્લગ્ન કીધા વિના છૂટકો તો નથી ! અરે રામ! તેં મારૂં તમામ સંકટ નાશ કીધું ને માત્ર એકજ તરફના સંકટમાં કેમ રાખી છે ?! મારા પતિ વિના મને આ દુનિયામાં જીવવું રૂડું ભાષતું નથી ! (ગાય છે)

## ગરબી.

ઓધવજી સંદેશો કેહેજો કાહાનને—એ રાગ.

પિયુ વિના નહીં રેહેવાએ સંસારમાં,<br>
ભાષે મુજને રજનિ માહા દુખદાયે જો;<br>
પતિ ગયો તું સ્વર્ગે શાને એકલો ?,<br>
તૂં અદ્રષ્યે લાગી મુજને લાહ્ય જો—પિયુ વિના-૧.

યૂંવાનરૂપનું મુખડું થયું છે શ્યામરે,
તુંજ વાણ થયું છે નિર્બળ મારૂં તન્ન જો;
ચેન વળે નહીં કદિ પતિ વણ હે ! પ્રભુ,
નિત્યે થાએ ચાણ ચાણ મારૂં મન્ન જો—પિયુ વિના-૨.
આવી મોહોટી મેડી ખાવા ધાયરે,
શય્યા ઉપર સયન કરૂં હું કેમ જો ?;
ચંદનિ ખીલી તે પેખું અંધકારરે,
ક્યાંથી લાવું પિયુ તણો હું પ્રેમ જો—પિયુ વિના-૩
પિયુ ગએથી નિસ્તેજ સર્વે થઇ ગયું,
ઉજવળ સાનો લાગે આ સંસાર જો ?;
સુંદરસેને આશ્રય આપ્યો કૃપા કરી,
પાણ ભક્ષ્યો નહીં પતિ તણો જે પ્યાર જો—પિયુ વિના-૪,
ઉંચકી લઈ જા ઇશ્વર મુજને તું હવે,
લઇ જા મારા પ્રાણપતિની પાશ જો;
નહિં તો દની પ્રાણપતિ બીજો હવે,
તેહ વિના નવ રાખું બીજી આશ જો—પિયુ વિના-૫.
સુંદરસેનરે સુણજો મારી વિનતિ,
પુનઃ પાણાવી આનંદ આપો આપજો;
તેહ વિના નહીં અન્ય રહ્યો ઉપાયરે,

કૃપા કરીને મારૂં દુખડું કાપજો—પિયુ વિના—૬.
આશિશ દીઓ દિન દયાળુ આપરે,
ધાર્યું એટલું થાએ મારૂં હાલ જો;
પતિ મળેથી મળશે મુજને સર્વરે,
માનિશ હું તો થઈ ગઈ જાણે ન્યાહાલ જો—પિયુ વિના—૭.

**ચંદ્રસેન**—(પ્રવેશ કરીને) કેમ રૂપસુંદરી, તું કેમ રૂદન કરે છે? શું તને કોઇએ દુખવી છે?

**રૂંપસુંદરી**—નાજી, મને કોઇએ દુખવી નથી. આપની તેમજ આપના કૃપાળુ પિતાજીની મારાપર પૂર્ણ મેહેર છે તો પછી મને કોની મગદુર છે કે કોઇ પણ ટુંકારો કરે?

**ચંદ્રસેન**—ત્યારે તું શા માટે શોક કરે છે?

**રૂપંસુંદરી**—મને મારો પતિ સાંભરી આવે છે, માટે જો આપના પિતાજી મારા પુનર્લગ્ન કરાવે તો ઘણું ઉત્તમ થાય.

**ચંદ્રસેન**—જો તારી ઇચ્છા પુનર્લગ્ન કરવાની છે તો હું એ બાબત મારા પિતાજીને જાહેર કરૂં છું. તેવણ તારી ઉમેદ પાર પાડશે.

**રૂપસુંદરી**—ત્યારે તો ઘણું સારૂં.

**ચંદ્રસેન**—ઠીક ત્યારે હું જાઉં છું. (જાય છે.)

**રૂપસુંદરી**—(મનમાં) હું ધારૂં છુ કે, ચંદ્રસેન રા-

જાને જે કેહેશે તે તત્કાળ સિદ્ધ થશે. કેમકે ચંદ્રસેનપર રાજા-
નો પૂર પ્યાર છે. હું જોઉં છું કે એનું હવે શું.પરિણામ આવે
છે. (જાય છે.)

---

# પ્રવેશ ૪થો.

## સ્થળ.

### સુંદરસેનનો મેહેલ.

સુંદરસેન, ચંદ્રસેન, રૂપસુંદરી વગેરે.

સુંદરસેન પોતાના મેહેલમાં બેઠો બેઠો એક પુસ્તક વાંચે
છે તે દરમ્યાન ચંદ્રસેન દાખલ થાય છે.

**સુંદરસેન**—(ચંદ્રસેનને આવતો ભાળી) મારા વ્હાલા
પુત્ર, આજે આ સમયે કેમ આવવું પડ્યું ?.

**ચંદ્રસેન**—મુરબીજી પિતાજી સાહેબ, હું આપને
એક નમ્ર વિનંતિ કરવા આવ્યો છું.

**સુંદરસેન**—શું છે બેટા ?

**ચંદ્રસેન**--આપે મારા મેહેલ આગળના વિશાળ ઓ-
રડામાં જે રૂપસુંદરીને રાખ્યા છે તે બિચારી યૂવાન અબળા અ-
હોનિશ વિલાપમાંને વિલાપમાં બળ્યા કરે છે ! તે લેશમાત્ર પણ
જપતી નથી !.

**સુંદરસેન**—કેમ વારૂં ? તેને કોઇ કટે છે ?

**ચંદ્રસેન**—નાજી. તો કોઈ માણસ એ પણ હુંકારો કરતું નથી, પણ:-

**સુંદરસેન**—ત્યારે તે શા માટે શોક કરે છે ?..

**ચંદ્રસેન**—પિતાજી, તેના વ્હલે પતિ મરણ પામવાથી તેમજ તેણી ભર યૂાાવસ્થામાં આવી પડવાથી તે બાપડી માહા પશ્ચાતાપમાં પડી છે ! તેની ઈચ્છા પુનર્લગ્ન કરવાની છે, માટે આપ તે બાળકિની પિડા ટાળો—મને તેણીની ઘણી દયા ઉત્પન્ન થાય છે.

**સુંદરસેન**—હું એના કોની સાથે પુનર્લગ્ન કરૂં ?.

**ચંદ્રસેન**—પિતાજી, આપણા વજીરના પુત્રની સ્ત્રી હમણાંજ ગુજરી ગઈ છે, માટે જો વજીરને બોલાવીને આપ કેહેશો તો તે પોતાના પુત્રના લગ્ન રૂપસુંદરી સાથે કરશે.

**સુંદરસેન**—હા બેટા, તું કેહે છે તે ઠીક છે. વજીરને હમણાજ તારી સમક્ષ બોલાવી મંગાવું છું—સીપાઈ.

**સીપાઈ**—જી નામદાર.

**સુંદરસેન**—આપણા વજીરને ત્યાં તું જા ને તેમને કહે કે હમણા ને હમણાં તમને રાજા સાહેબ બોલાવે છે.

**સીપાઈ**—અછુ સાબ. (જાય છે.)

**સુંદરસેન**—(ચંદ્રસેનને) મારા શ્યાણા પુત્ર, તને જેમ તે અબળાની દયા આવે છે તેમજ મારૂં હ્રદય પણ તેણીને

નિરખીને કંપે છે. પણ વજીર મારી વાત ખુશીથી માન્ય કરે ત્યારે !

**ચંદ્રસેન**—માન્ય નહીં કરશે તો ક્યાં જશે ? તે આપનો સેવક છે, અને વળી આપ જરા રૂડી રીતે સમજાણ પાડી કેહેશો તો તે આપનો અનાદર કરશે નહીં. આપને કંઈ કેહેવું પડે તેમ નથી.

**સુંદરસેન**—હું મારાથી બનશે તેટલું તેના અંતઃકરણમાં મારી વાત ઉતારીશ; ને જો તેમ થઈ જશે તો તે બિચારી બાળકી સુખી થશે.

**ચંદ્રસેન**—અલબત, અને તેથી આપને તેના બદલામાં આશીરવાદ પણ મળશે.

**સુંદરસેન**—પ્રિય પુત્ર, હું કોઈ પણ જીવનું રૂડું કરવામાં સદા તત્પર રહુ છું, ને તેજ પ્રતાપથી મારૂં રાજ્ય આવું સુંદર પ્રકાશે છે. આ સૃષ્ટિમાંથી સારૂં—નરસું મૃત્યુ પછી બોલાશે; ને તેજ કામનું પણ છે. પૈસા કરતાં પ્રતિષ્ઠા છે તેજ સર્વોત્તમ છે. (એટલામાં વજીર આવે છે.)

**વજીર**—(સલામ કરીને) નામદાર સાહેબ, શી આજ્ઞા છે ? સેવક હાજર છે.

**સુંદરસેન**—વજીર, મારે તને કંઈક વાત કેહેવાની છે, પરંતુ તે તારા અંતઃકરણમાં ઉતરે ત્યારે.

**વજીર**—આપ જે પણ કંઈ ફરમાવશો તે બજાવવાને હું

પૂર ઉમંગથી તૈયાર છું.

**સુંદરસેન**—હા પણ તે વાત કંઇ રાજ્ય સંબંધી નથી, પરંતુ તારા ખાનગી કાર્ય સંબંધી છે.

**વજીર**—જે હોય તે. આપ સુખેથી મને આપનો પોતાનો માની ફરમાવો.

**સુંદરસેન**—જો ત્યારે સાંભળ; પેલી નિરાધાર રૂપસુંદરી, જેને મેં આશ્રય આપી રાખી છે, તેણીનો પતિ ન હોવાથી તે બિચારી એકલવાઇ થઇને ખૂબ કષ્ટાય છે, માટે જો તેણીના પુનર્લગ્ન તારા પુત્રની સંગે કરે તો તેમાં ખોટું કેહેવાશે નહીં, પછી જેવી તારી ઇચ્છા.

**વજીર**—આપની ઇચ્છા, એજ મારી ઇચ્છા છે.

**વિદૂષક**—અરે ઇચ્છા કોને કેહે છે, ઇચ્છા તો મારી મામુની દીકરીનું નામ છે. મોંમાંથી તપાશીને બોલજો.

**સુંદરસેન**—(વજીરને) ત્યારે તો તું તે કામ પાર ઉતાર.

**વજીર**—હા, નામદાર હું તે કાર્ય તત્કાળ સિદ્ધ કરીશ, પરંતુ તેમાં મને એક ભય રેહે છે કે, કદાચ મારા ન્યાતિલા મને કનડશે !

**સુંદરસેન**—તે તરફની તારા મન વિષે લેશ પણ ચિન્તા કરવી નહીં. હું જ્યાં સૂધી બેઠો છું ત્યાં સૂધી તો કોઇની પણ તાકાદ નથી કે તને ને મને કોઇ પાણ પૂછી શકે.

**વજીર**—ત્યારે તો બશ છે. હુ આપની આજ્ઞાને મસ્તકે મૂકુ છું.

**સુંદરસેન**—તે જોઈ હું તારાપર અત્યાનંદ સહિત પ્રસન્ન થાઉ છું. પણ અત્રેજ રૂપસુંદરીને બોલાવીશું તો ઠીક થશે.

**વજીર**—જેવી આપની ખુશી.

**સુંદરસેન**--(સીપાઇને) સીપાંઈ.

**સીપાઈ**—હાજર સાબ.

**સુંદરસેન**—પેલી રૂપસુંદરીને જઇને કેહે કે રાજા સાહેબ તને બોલાવે છે.

**સીપાઈ**—બોતખુદ નામદાર.

**સુંદરસેન**—(વજીરને) પ્યારા વજીર, હું ધારૂં છુ કે રૂપસુંદરી ઘણી નમ્ર સ્વભાવની છે તેથી તારા ઘરમાં કોઇ પણ પ્રકારે કલહ તો થશેજ નહીં.

**વજીર**—મારે એટલુંજ જોઇએ છે. (એટલામાં રૂપસુંદરી આવે છે.)

**સુંદરસેન**—(રૂપસુંદરીને) મારી સદગુણી રૂપસુંદરી, મારા વજીરના પુત્રની સાથે તારા પુનર્લગ્ન કરવા નિર્ધાર્યાં છે, પણ તારી શી ઈચ્છા છે?

**રૂપસુંદરી**—આપે જે કર્યું છે તે કબુલ છે. આપ મારા રૂડામાં છો ને આપને મારી સંપૂર્ણ દયા આવે છે તે મને

રૂડી રીતે વિદિત છે.

**સુંદરસેન**—સે ત્યારે અત્યારથીજ આ વજીરની સંગે તું એને ઘેર જા. પછી વિધિ સહિત લગ્ન કરવામાં આવશે. (વજીરને) હું રૂપસુંદરીને અત્યારથીજ તને સોંપું છું. પછી તું તારી મરજી પ્રમાણે સંસારીક ધામધુમ કરી પરણાવજે.

**વજીર**—જી નામદાર, બહુ સારૂ (રૂપસુંદરીને) ચાલો મારી સાથે. (લઈ જાય છે )

**સુંદરસેન**—(ચંદ્રસેનને) બેટા, વજીરે માન્યું તો ઘણું રૂડું થયું. તે બિચારી હવેથી સુખમાં માહાલશે.

**ચંદ્રસેન**—હા પિતાજી, ઘણું સારૂં થયું. હવે મને જવાની આજ્ઞા છે ?

**સુંદરસેન**—હા બેટા જા ને સુખી રહે. (જાય છે ને થોડીવારમાં સુંદરસેન પણ પધારે છે.)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ.

### પ્રેમીદાસનું ઘર.

રૂપસુંદરીનું સયન કરવાનું સ્થળ.

પુનર્લગ્ન વિધિએ સહિત થઇ રહ્યાં બાદ, રૂપસુંદરી એક

દિવશે એકલી પોતાના સયન કરવાના ઓરડામાં બેઠી છે.

**રૂપસુંદરી**—(મનમાં) હે જગકર્ત્તા પરમેશ્વર, હવે હું ખરા સૂખસાગરમાં પડી. હવે મારા અંતઃકરણમાં સર્વ પ્રકારે સૂખના બીજ રોપાયાં. મારે હવે કોઈ પણ પ્રકારનો બળાપો રહ્યો નથી. મારા સ્વપ્નમાં પણ કદાપિ એવું જાણ્યું નહોતું કે હું આવા એક કુલીન અને પ્રતિષ્ઠિત પતિની પત્નિ થઇશ. તોપણ જો મારાં માતાપિતાએ મને પુનઃ પર્ણાવી હોત, તો મારે આટલાં દિવશ કષ્ટાવું પડતે નહીં. પણ જે થયું તે સારાને કાજે. (ગાય છે.)

## ગઝલ. (ભોપાળી.)

મળ્યો મળ્યો પ્રવિણ પતિ, ભાગ્યશાળી ભઈ અતિ;
સૂખ મળ્યું ને સંપતિ, વ્હાવ્હા જયજયકારરે—૧.

રૂધીર વાધ્યૂં અંગમાં, માહાલીશ મગ્ન રંગમાં;
કાળ જશે ઉમંગમાં, વ્હાવ્હા જયજયકારરે—૨.

સાહ્ય મળી પ્રભુ તણી, દીધો મુને પતિ મણી;
કષ્ટ લીધાં સકળ હણી, વ્હાવ્હા જયજયકારરે—૩.

ભલે ભલે મળ્યો એ દિનં, નાશ થયું છે ભાગ્ય હિન;
ઇશ્વરેચ્છાને છૂં આધિન, વ્હાવ્હા જયજયકારરે—૪.

નમું નમું તને દયાળ, શ્વેત થયું સુભાગિ ભાળ;
ખરેખરો બતાવ્યો વ્હાલ, વ્હાવ્હા જયજયકારરે—૫.

(બધાએ સાથે પ્રાર્થના ગાય છે.)

## કલ્યાણ.

દિન દયાળુ ઇશ, કૃપાનિધિ જગદીશ;
કષ્ટ હર્ત્તા સર્વ કેના, અમર દીન–નીશ–ટેક.

જગત્રાતા, સુખદાતા, તુજ બુદ્ધિને ધન;
સર્વ શકિતનો ઇશ્વર તું છિ, સકળ ગુણ સંપન્ન–દિન–૧.

કરજે મેહેર, સુખની લેહેર દાખવજે વ્હાલા;
અંતરયામિ હે ! પરમેશ્વર, નિરખું નંદલાલા–દિન–૨.

જગત રાજ, છો માહારાજ, છત્ર હમારે શીર;
સકળ સૃષ્ટિ શોભે તમ સ્થંભે, જગ્ત નિયંતા વીર–દિન–૩.

વિધવા બાળ, જગમાં હાલ, વાધી છે પરમેશ;
કળિયૂગમાં કૂકર્મ કરીને, તોડે તુંજ આદેશ–દિન–૪.

કરે પાપ, લાગે શ્રાપ, રૂપસુંદરીની પેઠ;
સ્વ જ્ઞાતિના દુષ્ટ નિયમથી, લાગે તેણી વેઠ!–દિન–૫.

માનો લોક, રેહેશે નોક, ઊઘાડાં છે દ્વાર;
બાળ રાંડને પુનઃ પર્ણાવો, વર્ત્તે જયજયકાર–દિન–૬.



# સૂચના.

આ લઘુ ગ્રંથ સૂરત મધ્યે, "ગુજરાત મિત્ર" અને "દેશી મિત્ર"ની ઓફીસમાંથી રોકડી કિમ્મતે મળશે. તેમજ વળી ઉપલા બન્ને પત્રોના વેહેંચનારાઓ પાસેથી પણ રોકડી કિમ્મતે મળી શકશે.

સામટી નકલો લેનારને, સારૂં કમીશન આપવામાં આવશે.

દેશાવરવાળાઓએ ટપાલ ખર્ચને માટે એક આનો વધારે મોકલવો.

નગીનદાસ મંછારામ
દેશી મિત્રવાળા.

સુરત.